# सुदर्शन शेठ

यानें

## नमोकार मंत्रनो प्रभाव.

"દિગંબર જૈન"ના સંપાદકના સ્વર્ગવાસી
સૌ. પત્ની માણેકબાઇના સ્મર્ણાર્થે
"દિગંબર જૈન" ના ગ્રાહકોને
ચોથા વર્ષની ભેટ.



સુરત.
"જૈન" પ્રિન્ટીંગ વર્કસ લીમીટેડમાં જેઠાભાઇ
દલસુખરામે છાપ્યું.

નં. ૪ ॥ श्री वीतरागाय नमः ॥

# सुदर्शन शेठ

याने

## नमोकार मंत्रनो प्रभाव.


મરાઠી ઉપરથી ભાષાંતર કર્તા,

**નગીનદાસ મોતીચંદ શાહ, માંડવી.**

સંશોધક અને પ્રકટકર્તા,

**મુળચંદ કુસનદાસ કાપડીઆ.**

**સંપાદક, "દિગંબર જૈન" : સુરત.**


**"દિગંબર જૈન"ના સંપાદકનાં સ્વર્ગવાસી પત્ની સૌ૦ માણેકબાઇના સ્મરણાર્થે "દિગંબર જૈન" પત્રના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ.**


આવૃત્તિ ૧લી. પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૩૭. સને ૧૯૧૧. વિ. સં. ૧૯૬૭.

કિં. રૂ. ૦-૪-૦

# પ્રસ્તાવના.

એક વખત એવો હતો કે જ્યારે તીર્થંકરોની અમુલ્ય વાણીનો ઉપદેશ ભવ્ય જીવોને મળતો હતો, એક વખત એવો હતો કે જ્યારે સ્થળે સ્થળે મુનિવરો વિચરતા હતા અને શ્રાવકોને ધર્મ ઉપદેશનો લાભ મળતો હતો, એક વખત એવો હતો કે જ્યારે અનેક ભટ્ટારકો વિદ્યમાન હતા અને તેઓ અનેક ચમત્કારો બતાવી શ્રાવકોને એવો ઉપદેશ આપતા હતા કે જેથી જૈન ધર્મનો ઝુંડો ચોમેર ફરકી રહયો હતો, પણ હવે જમાનો પલટાયો છે, વખત બદલાયો છે અને હાલ ધીમે ધીમે એવો વખત આવી લાગ્યો છે કે મુનિવરો તો ભાગ્યેજ માલમ પડે છે અને ભટ્ટારકો પણ આંગળીના વેઢા ઉપર ગણાય એટલાજ જોવામાં છે અને તેમના તરફથી શ્રાવકોને જોઇએ તેવો ઉપદેશ મળતો નથી, જેથી હાલના વખતમાં જૈન કોમની દિનપ્રતિદીન પડતી દશા જોવામાં આવે છે, તેનો ઉદ્ધાર કરવાનો માત્ર એજ રસ્તો છે કે સ્થળે સ્થળે ઉપદેશકો ફેરવવા અને દરેકને સ્વયં સ્વાધ્યાય કરવાના ખાસ નિયમો આપવા જોઇએ. હાલ હસ્ત લિખિત ગ્રંથો પુરતા જથામાં મળી શકતા નથી અને જ્યાં છે ત્યાંના અગ્રેસરો પેટારામાં ગ્રંથોને કેદ રાખવાનું પસંદ કરી રહ્યા છે ! અને પોતે ઉપયોગ કરતા નથી અને પારકાંને આપતા પણ નથી, તેથી હસ્ત લિખીત ગ્રંથોનો લાભ શ્રાવકોને જોઇએ તેવો મળતોજ નથી. આ કારણથી હવે એવો વખત આવી પહોંચ્યો છે કે બની શકે તેટલા ગ્રંથો છપાવીને પ્રકટ

ફરી તેનો જૈન કોમમાં બહોળો ફેલાવો કરવાની બહુજ આવશ્યકતા છે. હીંદી અને મરાઠી ભાષાના અનેક ગ્રંથો છપાઇને બહાર પડી ચુકયા છે અને પડતાજ જાય છે, પણ ગુજરાતી ભાષાનાં ગ્રંથો હાલ આંગળીના વેઢા ઉપર ગણાય તેટલા પણ છપાઇને બહાર પડે-લા નથી, અને ગુજરાતમાં કેળવણીના અભાવે ઘણો ભાગ હસ્ત લિખિત ગ્રંથોનો ઉપયોગ કરી શકતો નથી, જેથી ગુજરાત પ્રાંત ઘણીજ હીન દશામાં આવી રહ્યો છે. હાલ ગુજરાતમાં એવો એક પણ પંડિત નથી કે જે હીંદી અથવા મરાઠી પંડિત સાથે ટક્કર ઝીલી શકે. વળી ગુજરાતમાં નાણાં ખરચીને ગ્રંથોનો ઉપયોગ કરવાની રૂચી જોઇએ તેવી ઉત્પન્ન થઇ નથી, તેથી અમે એક વર્ષથી એક એવો પ્રયાસ આરંભ્યો છે કે બનતી કોશીશે ગુજરાતી ભાષાનાં નવાં નવાં ગ્રંથો છપાવીને પ્રકટ કરવા અને તેનો જેમ બને તેમ મફત ફેલાવો કરવો. આ પ્રયાસમાં અમે કંઇક ફલીભૂત થયા છીએ અને ગયા વર્ષમાં રૂ ૧) ની કિંમતનો "ધર્મ પરીક્ષા" ગ્રંથ મફત વહેંચી શકયા છીએ અને આ વર્ષમાં અનેક ખટપટો કરી ચાર પાંચ પુસ્તકો મફત વહેંચાવવાનો પ્રબંધ કરી રહ્યા છીએ. વળી એવો નિયમજ છે કે સુચના કરનારે પોતે પણ કંઈ એવું કાર્ય કરી બતાવવું જોઇએ કે જેથી બીજાને તેનો ધડો લેવાનું બની શકે. આ હેતુથી અમારી **સૌ. પત્ની માણેકબાઇ** કે જે ગયા વર્ષમાં અખાડ વદ ૬ ને દીને માત્ર ૧૯ વર્ષની યુવાન વયે કાળને આધીન થઈ હતી, તેના **સ્મર્ણાર્થે** એક પુસ્તક **"દિગંબર જૈન"** ના **ગ્રાહકોને ભેટ** વેંચવાનો અમે નિશ્ચય કર્યો હતો તે વખતે **સુદર્શન શેઠની પ્રાચીન કથા** મરાઠીમાંથી ગુજરાતી ભાષાંતર

કરાઇને " દિગંબર જૈન "માં થોડી થોડી પ્રકટ થતાંજ અનેક વાંચ-કોની એવી માંગણી થઈ કે આ કથાનું પુસ્તક જો જુદું બહાર પાડવામાં આવે તો એથી ગુજરાતના ભાઇઓને ઘણો લાભ થાય. આ કારણથી અમે એજ કથાનો આ ગ્રંથ **" દિગંબર જૈન " પત્રના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ** તરીકે મફત આપવાને પ્રકટ કર્યો છે જેને અમારા સુજ્ઞ વાંચકોને ધ્યાનથી વાંચીને મનન કરવા સુચના કરીએ છીએ અને આ કાર્યનું અનુકરણ કરી હવે અમારા ગુજરાતના ભાઇઓ **લગ્ન, પ્રતિષ્ઠાદી પ્રસંગ કે મૃત્યુના સ્મરણાર્થે** ખાસ રકમ જુદી કાઢી અનેક પુસ્તકો તદ્દન મફત વેંચવાની પ્રથા ચાલુ કરશેજ એવી અમો આશા રાખીએ છીએ. તથાસ્તુ.

જૈનજાતિ સેવક

વીર સંવત ૨૪૩૫ | **મુળચંદ કસનદાસ કાપડીઆ**

પોષ વદી ૩ | સંપાદક " દિગંબર જૈન "–સુરત.

**પ્રકટકર્તા.**

॥ ॐ नमः सिद्धेभ्यः ॥

# सुदर्शन शेठ

## याने

## नमोकार मंत्रनो प्रभाव.



જૈન ધર્મમાં નમોકાર મંત્ર જેવો ચિંતામણી રત્ન એક પણ નથી કે જેનું વર્ણન આપણાથી કોઇ પણ રીતે થઇ શકે. એ મંત્રના પ્રભાવથી એક બળદ બીજા બળદ સાથે લઢતો હતો, તેવામાં તે મરણતોલ થઇ ગયો, જે પદ્મરૂચી નામના માણસે જોયો, તે વખતે તેને મનમાં દયા ઉત્પન્ન થવાથી તે બળદને નમોકાર મંત્ર સંભળાવ્યો, જેથી તે બળદે મરીને એક શેઠને ત્યાં જન્મ લીધો અને ત્યાંથી મરી **સુગ્રીવ રાજા** થયો હતો. વળી એક **વાંદરાને** મરતી વખતે સુરગુરૂ તથા દેવગુરૂ નામના બે ચારણ મુનિઓએ નમોકાર મંત્ર સંભળાવવાથી કાંચીપુરીમાં રાજા જીતસેનને ત્યાં તેનો જન્મ થયો હતો. **હાથીણી** જેવા જંગલી જનાવરને પણ આ નમોકાર મત્રનો બોધ થવાથી **સીતા સતીનો** અવતાર પ્રાપ્ત થયો હતો. આવા આવા સેંકડો જીવો આ નમોકાર મંત્રના પ્રભાવથી મોક્ષે જઈ દેવગતિ પામ્યા છે. જેમાંના એક **સુદર્શન શેઠ** કે જેમનો આગલો ભવ **ગોવાલીઆનો** હતો તેઓ આ નમોકાર મંત્રના પ્રભાવથી મોક્ષે ગયા છે અને એના બોધથી **અંજનચોર** જેવો એક નીચ જાતનો **ભીલ** હતો તે પણ **મોક્ષે ગયો છે.**

આવા **સુદર્શન શેઠની કથા** હું શાસ્ત્રાધારે અનુવાદ કરી પ્રકટ કરૂં છું, જે વાંચકોને અત્યંત ઉપયોગી થઇ પડશે.

**મહા મંત્રકા જાપ કિયે નર સબ સુખ પાવે ।**
**અતિશયોક્તિ ઇસમે રંચ કભિ નહિ દિખાવૈ ॥ ૧ ॥**
**દેખા સુન્ય વિવેક સુભગ ગ્વાલાભી આખીર ।**
**હુઆ સુદર્શન કામદેવ ઇસકે પ્રભાવ કર ॥ ૨ ॥**

ભરતક્ષેત્રમાં **અંગદદેશમાં ચંપાપુરી** નામે નગર હતું, ત્યાં **ધાતકીવાહન** નામે રાજા રાજ્ય કરતો હતો. એને ઘણી રાણીઓ હતી, તેમાં **અભયમતિ** નામની વડી પટરાણી હતી, જે રૂપવાન, ગુણવાન તેમજ સર્વ કળા સંપૂર્ણ હતી. એજ નગરમાં **વૃષભદાસ** નામનો **નગરશેઠ** હતો, તે ઘણો ધનવાન તથા સુખી હતો, જેની પત્નિનું નામ **જીનમતી** હતું તે પણ પતિવ્રતા હતી. એ બન્ને શેઠ શેઠાણી **જૈન** ધર્મ પાળનારાં ધર્મચુસ્ત હતાં. એ શેઠને ત્યાં પોતાના કુટુંબના તથા બીજા ચાકર નોકર મળી ઘણાં માણસો હતાં, તેમજ ગાય ભેંસો વગેરે જાનવરો પણ હતાં. હવે શેઠને ત્યાં **ઢોરોને** જંગલમાં ચારવા લઇ જવા માટે એક **ગોવાળીઓ** રાખેલો હતો, જેનું નામ **સુભગ** હતું, જેને દરેક માણસ સુભગ ગોવાળીઓ કહીનેજ બોલાવતા હતા અને એને ઓળખવાનું ખરૂં રહસ્ય પણ એજ હતું. ( ગુજરાતમાં જે કોઈ પણ માણસ ઢોરો ચારવાનું કામ કરતો હોય તેને ગોવાળીઓ કહેવામાં આવે છે, અને કોઇ ઠેકાણે **ગોપ** પણ કહેવાય છે. )

આ સુભગ ગોવાળીઓ દરરોજ સવારમાં વહેલો ઉઠી ખાઇને

ઢોરો લઇ જંગલમાં ચારવા જતો હતો અને સાંજે ઢોરોને ચારી પાણી પાઇને શેઠને ઘેર લાવતો અને પોતપોતાને સ્થાનકે બાંધી પોતે પણ ત્યાંજ સુઇ રહેતો. એવી રીતે દરરોજ પોતાનું કામ કરતો હતો, **એવામાં એક** દિવસ સાંજે ઢોર લઇને ગામમાં પાછો આવતો હતો ત્યારે તેણે માર્ગમાં **એક દિગમ્બર મુનિરાજને** નદી કાંઠે ધ્યાનમાં મગ્ન ઉભેલા જોયા. એ રૂતુ શિયાળાની હતી, જેને લીધે થંડી પુષ્કળ પડતી હતી. સુભગ ગોવાળે મુનિરાજને વસ્ત્ર રહિત ઉભેલા જોઈ મનમાં વિચાર કર્યો કે અરે પ્રભુ ! મેં લુગડાં પહેરેલાં છે અને વળી પાછી બીજી ફાલતુ પીછોડી ઓઢેલી છે, છતાં મને એટલી બધી થંડી ( ટાઢ ) લાગે છે કે મારા મોંના દાંત કકડે છે, શરીર થથરે છે અને હાથ પગે કંપારી આવે છે, તો આ બિચારા સાધુને કેટલી થંડી લાગતી હશે અને એને એવું કેટલું બધું દુઃખ ખમવું પડતું હશે? વળી નદી કિનારે ઉભા છે અને તેમાં આજે થંડીનું જોર પણ પુષ્કળ છે, તો આ બિચારા સાધુની આ અઘોર જંગલમાં નદી કાંઠે શું વલે થશે ? માટે કોઇ પણ રીતે એને થંડી લાગે નહિ એવો મારે ઉપાય કરવો જોઇએ. એ તો બિચારા એના ધ્યાનમાં એક ચિત્ત ઉભેલા છે તો એ શું કરશે ? એનાથી કંઈ પણ થઇ શકશે નહિ, માટે લાવ, બનતી તાકીદે ગામમાં શેઠને ત્યાં જઈ ઢોરોને બાંધી દઈ પાછો આવું અને દેવતા સળગાવી એમની પાસે તાપણી કરૂં, કે જેથી આ બિચારો સાધુ દુખી થાય નહિ. એમ વિચારી સુભગે શેઠને ત્યાં જઈ ઢોરોને બાંધી દીધાં અને ખાધા પછી ત્યાંથી દેવતા લઇને જંગલમાં પાછો જવા નીકળ્યો, અને જ્યાં મુનિરાજ નદી કિનારે ધ્યાનમાં ઉભેલા હતા ત્યાં ગયો. જંગલમાંથી લાકડાં શોધી લાવી દેવતા સળગાવી

ત્યાંજ બેઠો અને આખી રાત ત્યાંજ રહી દેવતા હોલવાવા દીધો નહિ અને આખી રાત મુનિરાજને તપાવી શીત દુઃખ નિવારણ કર્યું.

જ્યારે સવાર થઇ અને મુનિરાજે પોતાની સમાધિ ઉતારીને ધ્યાન મુક્ત થઇને જોયું તો ત્યાં સુભગ ગોવાળીઆને દેવતા સળગાવતો બેઠેલો જોયો અને વિચાર્યું કે આ બિચારાએ મારે માટે ઘણું દુઃખ સહન કર્યું! વળી આગળ જતાં આ જીવ કંઇ સારી કરણીને પામે એમ છે, એમ જાણી મુનિરાજે તેને ઉપદેશ આપ્યો અને કહ્યું કે ભાઈ, તને હું આ એક **મંત્ર** આપું છું તેને તારે ભણવો, એનાથી તારૂં કલ્યાણ થશે, એમ કહી મુનિરાજે નીચે મુજબના **નમોકારના પાંચ મંત્ર** આપ્યાઃ—

**(૧) णमो अरहंताणम् (२) णमो सिद्धाणम् (३) णमो आयरियाणम् (४) णमो उवज्झायाणम् (५) णमो लोये सव्वसाहूणम् ॥**

ઉપરના પાંચ મંત્ર મુનિરાજે સુભગને આપ્યા અને કહ્યું કે—**આ મંત્ર તારે રોજ ભણવા અને પછી બીજું કામ કરવું.** એનાથી તારૂં દુઃખ નિવારણ થશે. આ પ્રમાણે કહી મુનિરાજ આકાશ માર્ગે ચાલ્યા ગયા. મુનિરાજને આકાશમાર્ગે જતા જોઇ સુભગ ગોવાળીઆએ મનમાં વિચાર કર્યો કે અરે! આ તો બહુ વિદ્વાન અને ધર્મચુસ્ત દેખાય છે. જો એમ ન હોય તો આકાશમાર્ગે ચાલ્યા જાય નહિ, માટે એણે મને જે મંત્ર આપ્યો છે તે કંઈ પણ ખરા મુદ્દાનો હોવો જોઇએ, તેથી હવે હું એ મંત્રને કદી પણ છોડીશ નહિ. **એ મંત્રમાં વખતે એવો પણ ગુણ હોય**

કે **જેથી આકાશમાર્ગે જવાય,** માટે એ મંત્રને મારે તેમના કહ્યા મુજબ ભણ્યાજ કરવો, કે મને લાભ થાય. આમ વિચાર કરી એ નમોકાર મંત્ર ઉપર તેણે એક દ્દઢતા ચોંટાડી અને એ મંત્ર ખાતાં, પીતાં, સુતાં, બેસતાં, હરતાં ફરતાં વગેરે દર વખતે અને ઘડીએ ભણવા માંડયો. જો મોઢાંનું બીજું કંઇ કામ ન હોય તો એ મંત્રજ ભણતો. આવી રીતે સુભગે દરરોજ કરવા માંડયું અને એણે એવો પણ નિયમ કર્યો કે એ મંત્ર ભણ્યા સિવાય મારે અન્ન પાણી લેવું નહિ અને એજ મુજબ વર્તવા લાગ્યો.

હવે **એ** પ્રમાણે દરરોજ પોતાના નિયમ પ્રમાણે કાર્ય કરે છે, તેવામાં એક દિવસ એ મંત્ર સુભગ જપતો હતો, ત્યારે **વૃષભદાસ** શેઠ ત્યાં ફરતા ફરતા આવી ચઢયા, તેમણે એ મંત્ર સુભગના મોં-ઢામાંથી નીકળતો સાંભળ્યો, તેવુંજ શેઠે સુભગને પુછયું કે અલ્યા! **આ મંત્ર તું કોની પાસેથી અને કયાંથી શીખી લાવ્યો?**

ત્યારે સુભગે કહ્યું કે એ મંત્ર મને એક દિવસ જંગલમાં એક મુનિ મહારાજે આપ્યો છે. આ સાંભળી શેઠે પૂછયું કે એ મુનીરાજ તને કયાં મળ્યા હતા, અને એ મંત્ર તને કેવી રીતે આપ્યો હતો? ત્યારે સુભગે મંત્ર સંબંધી સઘળો ઇતિહાસ કહી સંભળાવ્યો; અને બધી હકીકતથી શેઠને વાકેફ કર્યા. એ સાંભળી વૃષભદાસ શેઠ અત્યંત ખુશી થયા અને પોતાના ગોવાળ પાસે આવો રત્નચિંતામણી મંત્ર અને વળી તે એક મહા મુનિરાજ પાસેથી આવેલો જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ, તેથી તેમણે તે દિવસે ઘરમાં સારાં સારાં ભોજન કરાવ્યાં અને સુભગને પ્રેમથી જમાડયો, તથા તેને સુંદર વસ્ત્રાભુષણ આપી કહ્યું કે ભાઇ, **આ**

**મંત્ર રત્નચિંતામણી જેવો છે,** માટે તે ગમે તેમ અને કોઇના **સાંભળતાં ભણવો નહિ, પણ ન્હાઇ ધોઇ સ્વચ્છ થઇ એકાંતમાં ભણવો;** આ પ્રમાણે શેઠે તેને શિખામણ આપી.

આ પ્રમાણેના શેઠના બોધથી સુભગે એ મંત્ર હંમેશાં ગુપ્ત રીતે ભણવા માંડયો. એમ કરતાં કરતાં તે એક દિવસ જંગલમાં ઢોર ચારવા ગયો હતો, ત્યાં આખો દિવસ ઢોરની પાછળ ફરતાં ફરતાં ઘણોજ થાકી ગયો હતો. તેથી જરા આરામ લેવા એક ઝાડની શીતળ છાયા નીચે જઇ સુતો, એટલે ઘણા થાકને લીધે અને વનના ખુલ્લા પવનથી તુરત નિદ્રાવશ થઇ ગયો અને તેનાં ઢોરો પાછળ કોઇ ન હોવાથી ફરતાં ફરતાં ગંગાને સામે કાંઠે ઉતરી ગયાં; તે જોઇ બીજા ગોવાળીયા જે તેજ જંગલમાં ઢોર ચારવા આવેલા હતા, તેમાંના એકે સુભગને બૂમ પાડી ઉઠાડયો અને કહ્યું કે તું ઉંઘ્યા કરે છે અને તારાં ગાયો, ભેંસો વગેરે સઘળાં ઢોરો નદીને સામે કિનારે ઉતરી ગયાં છે. એ સાંભળતાંજ સુભગ ચમકીને એકદમ જાગી ઉઠયો અને ઢોરોને પાછાં લેવા ગંગા નદી તરફ દોડયો, અને કાંઠે જઇ સામે પાર જવા માટે નદીમાં ભુસ્કો મારી પાણીમાં પડયો, પણ તે વખતે નદીમાં મોટું પુર આવેલું હોવાથી પાણીમાં પડતાની સાથેજ પાણીના પ્રવાહના જોરથી ખેંચાવા લાગ્યો અને ડૂબતો ડૂબતો કેટલુંક પાણી પણ પી ગયો, અને ઉગરવાની જરા પણ આશા નથી, એવું તેને જણાયું એટલે તે વખતે તેને મુનીરાજનો આપેલો મંત્ર યાદ આવ્યો, તે ભણતાં ભણતાં મનમાં કહેવા લાગ્યો કે, હે પ્રભુ ! **આ અમુલ્ય મંત્ર મને જો મુનીરાજે ખરા દિલથી આપ્યો હોય અને તેવાજ શુદ્ધ અંતઃકરણથી મેં તેને જપ્યો હોય તથા જપતો હોઉં તો**

**મારો જન્મ મારા શેઠ વૃષભદાસને ત્યાં તેમના પુત્રરૂપે થજો.** આટલી વારમાં તેનો જીવ નમોકાર મંત્રના પ્રભાવથી તેની ઇચ્છા મુજબ શેઠ વૃષભદાસની સ્ત્રી જીનમતીના ગર્ભમાં આવીને રહ્યો.

હવે આ પ્રમાણે જે દિવસે સુભગનો જીવ શેઠાણીના ગર્ભમાં આવ્યો, તેજ દિવસે પાછલી રાત્રે શેઠાણીને પાંચ સ્વપ્નાં થયાં અને તેમાં નીચે મુજબ પાંચ ઉત્તમ વસ્તુઓ તેના જોવામાં આવી:— **(૧) સુદર્શન મેરૂ. (૨) કલ્પવૃક્ષ. (૩) દેવવિમાન. (૪) સમુદ્ર. (૫) અગ્નિ.**

હવે સવાર પડતાં શેઠ તથા શેઠાણી ઉઠયાં, અને દાતણ પાણી કરી ન્હાઈ નિવૃત્ત થયાં, એટલે શેઠાણીએ વૃષભદાસ શેઠને રાત્રિનાં સ્વપ્નાંની અને તેમાં જોયલી વસ્તુઓની સવિસ્તર વાત કહી અને પુછયું કે આ સ્વપ્નનું શું ફળ હશે, તે મને કૃપા કરી જણાવો. આ સાંભળી શેઠ પણ આશ્ચર્ય પામ્યા, અને શેઠાણીને કહ્યું કે ચાલો, આપણે જીન મંદીરમાં જઇ ત્યાં જે પુન્ય મુનિ મહારાજ બિરાજતા હોય તેને આ સ્વપ્નની હકીકત જણાવી તેનું ફળ શું છે તે તેમને પુછી જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી તે દંપતિ જીન મંદીરે ગયાં અને ત્યાં જીનેંદ્ર દેવની વિધિ મુજબ અષ્ટ પ્રકારે ભક્તિ કરી અત્યંત આનંદ પામ્યાં. જેમ આંધળાને ગયેલી આંખો પાછી મળે, નિધંનીઆને ધન મળે, વાંઝીયાને પુત્ર સાંપડે, અને લુલાને પગ મળે તેવોજ આનંદ શેઠ શેઠાણીને પુજા કરતાં થયો. પછી તેજ મંદિર આગળ સુગુપ્તિ નામે મુનીરાજ આવેલા હતા; તેમની પાસે જઇ ભાવ સહીત ત્રણ પ્રદક્ષિણા કરી તેમને વંદન કર્યું અને બન્ને જણ બેઠાં.

પછી સુગુપ્તિ મુનીરાજને વૃષભદાસ શેઠે કહયું કે હે પ્રભુ!

આજે પાછલી રાત્રે મારી સ્ત્રીને સ્વપ્ન થયાં અને તેમાં અનુક્રમે સુદર્શનમેરૂ, કલ્પવૃક્ષ, દેવ વિમાન, સમુદ્ર, અને અગ્નિ એ પાંચ જુદીજુદી વસ્તુઓ તેના દીઠામાં આવી, તો તે દરેક વસ્તુનું અમને શું ફળ પ્રાપ્ત થશે તે હે કૃપાનિધિ, અમને દયા કરી જણાવો. આ સાંભળી એ મહા સમર્થ અને જ્ઞાની મુનીરાજે પોતાના જ્ઞાન બળથી વૃષભદાસ શેઠ અને તેની સ્ત્રીને **સ્વપ્નનાં ફળ** સંબંધી નીચે પ્રમાણે હકીકત કહી તેમને શાંત કર્યાં. તેમણે કહ્યું કે પહેલે સ્વપ્ને સુદર્શન મેરૂ દીઠો છે, તેનું ફળ એ છે કે તારી સ્ત્રીને પેટે એક મહા ધીરજવાન, નસીબદાર અને વિદ્વાન પુત્ર ઉત્પન્ન થશે. બીજા સ્વપ્નામાં કલ્પવૃક્ષ જોયું છે તેનું ફળ એ છે કે તે પુત્ર અસંખ્ય ધનવાન છતાં ત્યાગી થશે. અને ત્રીજા સ્વપ્નામાં દેવ વિમાન જોયું છે, તેનું ફળ એ છે કે તે પુત્ર સર્વકલા સંપૂર્ણ, રૂપવાન, ગુણવાન તથા બધી પ્રકારે સુખી થશે. ચોથા સ્વપ્નમાં સમુદ્ર દીઠો છે તેનું ફળ એવું છે કે તે પુત્ર સમુદ્ર જેવા ગુણવાળો થશે. અને પાંચમા સ્વપ્નમાં દેખાયલા અગ્નિનું ફળ એ છે કે તે પુત્ર કામદેવના જેવો રૂપવાન, અને કામ, ક્રોધ, મોહ, મદ અને મત્સર એ પાંચઘાતીયા કર્મને બાળનાર અને ધર્મચુસ્ત થશે.

આ પ્રમાણે સ્વપ્નનાં જુદાં જુદાં રૂપ સમજાવી તે મુનીરાજ બોલ્યા કે હે શેઠ, હવે તારા સમજવામાં આવ્યું હશે, કે તારી આ પતિવ્રતા સ્ત્રીને પેટે સર્વકળા સંપૂર્ણ અને બત્રીશ લક્ષણવાળો એવો મહા પ્રતાપી પુત્ર જન્મ પામશે, અને તારૂં નામ અને કિર્તિ ઉજ-વળ કરી તારા કુળને શોભાવશે. આ પ્રમાણે મુની મહારાજનાં વચન સાંભળી તે બન્ને જણ ઘણાં હર્ષ પામ્યાં અને ફરીથી તે પવિત્ર મુનીરાજને ત્રણ પ્રદક્ષિણા કરી પ્રણામ કરી ત્યાંથી પોતાને

ઘેર આવી આનંદ સાથે દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

હવે એમ કરતાં કરતાં નવ માસ પુરા થયા. અને પોશ શુદ ૪ ને દિવસે મુની મહારાજના કહેવા મુજબ શેઠાણીને પુત્રનો **જન્મ** થયો, એટલે તે શુભ વધાઈ શેઠને આપવા માણસ મોકલ્યું. આ શુભ વધાઈ સાંભળી શેઠ અત્યંત હર્ષ પામ્યા, અને ગામમાં સાકર વહેંચી તથા યાચકોને યોગ્ય દાન આપ્યાં, તેમજ પોતાના નોકર ચાકરને ઘણુંક ઈનામ આપી ખુશી કર્યા અને વધાઈ આપવા આવેલા માણુસને પાંચે વસ્ત્ર તથા સોનામહોરો આપી ઘણો ખુશી કર્યો.

એ પછી પુત્રના જન્મની વધાઇ સાંભળી શેઠે તરતજ એક વિદ્વાન જોશી મહારાજને બોલાવ્યા. તેમના આવ્યા બાદ તેમને યોગ્ય સન્માન આપી આસન ઉપર બેસાડયા અને કહ્યું કે મહારાજ, મારે ઘેર આજે એક પુત્રનો જન્મ થયો છે, તો તે કેવા મુહુર્તમાં થયો છે, તે જોઈ જ્યોતિષ શાસ્ત્રની રીતે તેનું ગણિત કરી તેની **જન્મ પત્રિકા** બનાવી આપો. અને તેનું નામ શું પાડવું તે કહો, તથા તે કેવા ગુણનો થશે એ વગેરે હકીકત અમને જણાવો.

એ સાંભળી તે જોશીએ તેનો બરાબર જન્મ સમય પુછી નોંધી લીધો, અને તે ઉપરથી ગણિત કરવું શરૂ કર્યું; અને ઘણી સાવચેતીથી જન્મ પત્રિકા બનાવી. પછી શેઠને કહ્યું કે શેઠજી, તમારો પુત્ર બહુજ શુભ મુહુર્તમાં જનમ્યો છે અને તે ઘણો ભાગ્યશાળી, પરાક્રમી, રૂપવાન, ગુણવાન, વિદ્વાન અને સર્વ પ્રકારે કુશળ થશે તથા તમારા કુળને દીપાવશે. વળી તેનું નામ સ અક્ષર ઉપર આવે છે, તેથી **સુદર્શન** નામ પાડવું યોગ્ય છે. આ પ્રમાણે જોશીએ કહેલી હકીકત સાંભળી શેઠ ઘણાજ પ્રસન્ન થયા અને તે જોશી મહારાજને યોગ્ય દાન દક્ષિણા આપી વિદાય કર્યા.

હવે જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ સુદર્શન દરરોજ વૃદ્ધિ પામતાં મોટો થતો ગયો, અને ધીમે ધીમે સમાન વયના છોકરાઓ સાથે બહાર જઇ રમવા લાગ્યો. શેઠના ઘરની પાસે એક બ્રાહ્મણ રહેતો હતો તેને **કપિલા** નામનો સુંદર પુત્ર હતો, તે પણ સુદર્શન જેવડો હોવાથી તેમની સાથે રમવા આવતો. તેથી રમતમાં તે બન્નેને સ્નેહ બંધાયો, અને તે બન્નેની મિત્રાઈ એવી તો દૃઢ થઇ કે બન્નેનાં શરીર માત્ર જુદાં હોય અને જાણે જીવ એક હોય એવું થયું. યોગ્ય ઉમર થતાં સુદર્શનને નિશાળે ભણવા બેસાડયો, અને પેલો બ્રાહ્મણ પુત્ર પણ ત્યાં સાથેજ ભણતો હતો. નિશાળમાં પણ બધા વિદ્યાર્થી કરતાં સુદર્શન ભણવામાં ઘણો હોંશિયાર હોવાથી થોડાજ વખતમાં ન્યાય, વ્યાકરણ, કાવ્ય વગેરેનો અભ્યાસ બહુ સારી રીતે પૂર્ણ કરી રહ્યો.

પ્રથમ જ્યારે સુદર્શનનો જન્મ થયો, ત્યારે સુદર્શનને ઘણાં માણસો ઠેકઠેકાણેથી જોવા અને રમાડવા આવતાં હતાં, તે વખતે **ચંપાપુરી** નામે નગરમાં **સાગરદત્ત** નામે શેઠ રહેતા હતા જેની સ્ત્રીનું નામ **સાગરસેના** હતું, તે બન્ને જણ સુદર્શનને રમાડવા આવ્યાં. તેમણે તેનું સુંદર રૂપ જોઇ મોહ પામી વિચાર કરી વૃષભદાસ શેઠને કહ્યું કે તમારો પુત્ર બહુજ રૂપવાન છે અને ગુણમાં પણ તેવોજ ઉત્તમ નિકળશે, એમ અમને જણાય છે, તો મારી સ્ત્રીને ગર્ભ છે, અને જો તેને પુત્રી પ્રસવશે તો તેનો વિવાહ હું તમારા પુત્ર સુદર્શન સાથે કરીશ. આ પ્રમાણે વૃષભદાસ શેઠનું વચન લઇ સાગરદત્ત તથા તેમની પત્ની સાગરસેના પોતાને ઘેર ગયાં.

એમ કરતાં કરતાં સાગરસેના શેઠાણીને ગર્ભમાં નવ માસ પુરા થયા, એટલે તેને સુંદર રૂપવાન પુત્રિનો જન્મ થયો, અને તે

પણ સુદર્શનની પેઠે રાત્રિ દિવસ અધિકાધિક મોટી થવા લાગી. પછી પાંચ વર્ષની ઉમર પુરી થતાં તેના માબાપે તેને નિશાળે ભણવા બેસાડી. તે પણ બુદ્ધિની ઘણી સતેજ હોવાથી બીજી છોકરીઓ કરતાં ભણવામાં ઘણી આગળ વધી, અને તે પણ ન્યાય, વ્યાકરણ, કાવ્ય, તથા સ્ત્રી ધર્મ વગેરે જરૂરના વિષયોમાં પ્રવીણ થઇ.

સુદર્શન શેઠ પોતાના મિત્ર કપિલા સાથે દરરોજ સાંજે નગરમાં ફરવા નિકળતા હતા, તે પ્રમાણે એક દિવસ સાંજે નગરમાં ફરવા નીકળેલા હતા, તે વખતે તેનું સુંદર સ્વરૂપ જોઇને નગરનાં સર્વે સ્ત્રી પુરૂષો મોહ પામતાં હતાં, સ્ત્રીઓ તેની લાવણ્યતા જોઇને અંદર અંદર વાતો કરતી કે ઓહો ! આ પુરૂષનું રૂપ કામદેવના સમાન છે, અને જે સ્ત્રીને આવો રૂપવાન અને ગુણવાન પતિ મળશે તે ઘણી ભાગ્યવાન હોવી જોઇએ અને તેના અવતારને ધન્ય છે ! હવે આપણી વાર્તાનો નાયક સુદર્શન પોતાના મિત્ર સાથે આગળ ચાલ્યો જાય છે, એટલામાં અકસ્માત્ સાગરદત્ત શેઠની પુત્રી કે જેનું નામ **મનોરમા** હતું, તે પોતાની સખીઓ સહિત સોળે શણગાર સજી શ્રી જીન મંદીરનાં દર્શન માટે બહાર નીકળી હતી, તે પણ ત્યાં આવી પહોંચી. મનોરમાનું રૂપ મનોહર હતું, અને તેના અંગેઅંગમાં યુવાવસ્થા પ્રગટી નીકળી હતી. વળી આ વખતે વસ્ત્રાભુષણથી પુરેપુરી વિભુષિત થયેલી હતી, તેથી તેના સૌદર્યમાં શું ખામી હોય ? સુદર્શનની નજર એકદમ તેના ઉપર પડી એટલુંજ નહિ પણ તે કન્યાને નિરખતાંજ તે ચમકી ઉઠયો, તેનાં રૂવેરૂવાં ઉભાં થઇ ગયાં અને મોહાંધ બની ગયો, અને મનમાં વિચારવા લાગ્યો કે આ કન્યા તે કોઈ દેવાંગના છે કે ઇંદ્રની અપસરા છે કે આ કોણ છે ? તેના વિચારમાં ને વિચારમાં તે ઘણો

મુંઝાવા લાગ્યો, પણ કાંઇ નિર્ણય કરી શકયો નહિ. મનોરમાને જોઈ તે ઘણો આકુળ વ્યાકુળ બની ગયો અને ચાલવાનું પણ ભાન રહ્યું નહિ. કામદેવના સપાટામાં પૂરેપુરો સપડાયો. આ વિચારમાંને વિચારમાં તે આગળ વધવાનું પડતું મુકી પોતાના ઘર તરફ પાછો વળ્યો.

આ પ્રમાણે મનોરમાને જોયા પછી સુદર્શનની સ્થિતિમાં એકા એક મહાભારત ફેરફાર થઇ ગયો, અને કોઇપણ માણસને તે જો તાંજ જણાઇ આવ્યા વગર રહે નહિ એવું થયું. કામદેવની સત્તા એવી પ્રબળ છે કે તેની અસર તુરતજ થાય છે. મોટા મોટા પણ તેની પાસે લાચાર થઈ ગયા છે. હઝારો વરસના તપસ્વીઓ તેની પાસે એક ક્ષણમાં હારી ગયા છે. અને પોતાની વૃત્તિઓ સ્થિર રાખી શક્યા નથી, તો બિચારા સુદર્શનનો શો દોષ ? તેની યુવાવસ્થાની શરૂઆત હતી, મનોરમા પણ તેવીજ હતી તો મનોરમા તેના ચિત્ત નું હરણ કરે તેમાં વિશેષ આશ્ચર્ય જેવું નથી. જ્યાં સુધી માણસ સ્ત્રીના કટાક્ષમાં ફસાયો નથી, ત્યાં સુધીજ તે માણસ રહે છે, અને દરેક કામમાં વિચાર કરે છે, તેનું શરીર અને મન સ્થિર રહે છે, પણ જ્યારે તે પ્રેમપાશમાં ફસાય છે, ત્યારે તે પરવશ બની જાય છે અને તે પોતે પણ પોતાનું ધાર્યું કરી શકતો નથી અને એને આસપાસનો કશો વિચાર થતો નથી.

આપણી વાર્તાનો નાયક સુદર્શન કામપાશમાં ફસાયો. કામદેવે તેને પોતાના સ્વાધિનમાં લીધો અને સુદર્શનના શરીરમાં જાણે ભુત ભરાયું હોય અને તેની ઇચ્છા પ્રમાણે સુદર્શનને અનુસરવું પડતું હોય તેવું થયું. તે પોતાને ઘેર ગયો, પણ ત્યાં પોતાના માબાપની કશી દર-કાર કરી નહિ અને વિચારમાં ને વિચારમાં પોતાના ખાનગી રૂમમાં

ચાલ્યો ગયો. બોલાવ્યા છતાં તેણે જવાબ દેવાની દરકાર પણ કરી નહિ તથા તેમ કરવાથી તેમને કેવું લાગી આવશે, તેટલું ભાન પણ તેને રહ્યું નહિ. વાળુ કરવા તેના માબાપે ઘણો વીનવ્યો પણ ગયો નહિ. તેથી તેનાં માબાપ ઘણાં ગભરાયાં કેમકે આટલાં વર્ષ સુધી સુદર્શને તેમની આમન્યા કદી લોપી નહોતી તેથી તેઓ ઘણી ચિંતા કરવા લાગ્યાં. શેઠ વૃષભદાસે તેને આમ કરવાનું કારણ પુછ્યુ અને કહ્યું કે તને શું થયું છે ? તે જણાવ, તો અમે તેનો ઉપાય કરીએ. તને કોઇએ કાંઈ કહ્યું હોય તો તે પણ કહે, તારા શરીરમાં કાંઈ વ્યાધિ થઈ હોય તો તેનો પણ ઇલાજ કરીએ; અથવા તને કાંઈ જોઇતું હોય તો ગમે તેટલા ખરચથી પણ અમે લાવી આપીએ; એમ ઘણું ઘણું પૂછ્યું, પણ સુદર્શને તેનો કાંઈ જવાબ આપ્યો નહિ અને વધારે મુંઝાવા લાગ્યો. તેનાં માબાપો પણ બહુ વિચારમાં પડયાં કે હવે શું કરવું ? તે તો કાંઇજ બોલતો નથી. તેનું કારણ શું ? અને તેના મનની વાત જાણ્યા વગર આપણને તેના દુઃખની શી રીતે ખબર પડે ? શેઠ વૃષભદાશ અને તેમની પતિ પોતાનો આ એકનો એક લાડકવાયો પુત્ર આજે કોઇ ઉંડા દુઃખમાં છે એમ જાણી ઘણો સંતાપ અને તર્ક વિતર્ક કરવા લાગ્યાં. છેવટે શેઠાણીએ કહ્યું કે સુદર્શન આજે ફરવા ગયો હતો ત્યાંથી આવ્યા પછી તેની સ્થિતિમાં ફેરફાર છે; માટે તેને રસ્તામાં કાંઈ થયેલું હોવું જોઇએ, તો તેને મિત્ર ભટ્ટ કપીલો આજે તેની સાથે હતો, તેથી તેને આ સંબંધી જરૂર ખબર હોવી જોઇએ. માટે તેને બોલાવીને પુછવાથી આપણને તુરત ખબર પડશે; એ સાંભળી શેઠે તુરત કપિલાને બોલાવવા માણસ મોકલ્યું.

શેઠના નોકરે કપિલાને ઘેર જઇ તેને કહ્યું કે તમને વૃષભદાસ

શેઠ હમણાંજ બોલાવે છે. કપિલાને આજે શેઠનું ઓચિંતું તેડું આવવાથી તે પણ વિચારમાં પડયો, કે શા માટે બોલાવતા હશે ? સુદર્શન મનોરમાને જોવાથી મોહાંધ બન્યો, તે વાત કપિલો જાણતો હતો, પણ તેને ઘેર ગયા પછી પણ તેની તેવીજ સ્થિતિ રહી હશે, તેવું તેણે ધાર્યું નહોતું, તેથી શેઠનું તેડું આવવાથી તે અનેક તર્ક કરવા લાગ્યો, પણ માણસે ઘણી તાકીદ કરવાથી તે તુરત લુગડાં પહેરી ચાલવા લાગ્યો. શેઠ તો તેની રાહ જોઇનેજ બેઠા હતા; કેમકે તેને તો બીજો કશો વિચારજ આજે સુઝતો નહોતો. કપિલાને યોગ્ય આદર સાથે પાસે બેસાડી શેઠે કહ્યું કે ભાઈ, સુદર્શન તારો મિત્ર છે અને તારી સાથે તે આજે ફરવા આવ્યો હતો, ત્યાંથી ઘેર આવ્યા પછી તેની સ્થિતિમાં ઘણો ફેરફાર જણાય છે, અ મારા બોલાવવા છતાં તે બોલતો નથી, તેમ કાંઈ કારણ જણાવતો નથી અને ઉંડા વિચારમાં હોય એવું જણાય છે, તો એને આજે શું થયું છે ? તે જણાવ એટલે તેનો ઉપાય થાય. આ સાંભળી ભદ્ર કપિલો ઘણો વિચારમાં પડયો કે હવે શું કરવું ? સુદર્શન તો મનોરમાના મોહમાં ફસાયો છે અને એવી વાત તેનાં માબાપ પાસે મારાથી શી રીતે કહેવાય ? અને સુદર્શન તો કહીજ શી રીતે શકે ? વળી આવી વાત કહેવાથી શેઠ તથા શેઠાણી સુદર્શન તથા મારે માટે કેટલો હલકો વિચાર બાંધે ? પણ તે કહ્યા વગર સુદર્શનનું દુઃખ પણ શી રીતે મટશે ? અને તે મનમાંને મનમાં મુંઝવાયા કરશે. વળી તેની આવી સ્થિતિથી તેનાં માબાપ પણ કેટલાં દુઃખી રહેશે ! મનોરમાના મોહમાંથી તે છુટી શકે તેમ નથી અને તે સિવાય બીજી કોઇ રીતે તેને સુખ પણ થાય તેમ નથી, છતાં આ પ્રમાણે હું થોડા દિવસ આ વાત ગુપ્ત રાખીશ તો સુદર્શનના

શરીરને આ મહા ચિંતાને લીધે હરકત થશે, તેથી અંતે એ વાત મારેજ કરવી પડશે. વળી એક મિત્રનું દુઃખ ઓછું કરવામાં હું આ વખતે મદદગાર નહિ થાઉં, તો મારી મિત્રતાને પણ ધિક્કાર છે! કેમકે મિત્રની જરૂર આવે વખતેજ પડે છે. શું! સુદર્શન પોતાના માબાપ પાસે આ વાત ગમે તેટલા દુઃખ છતાં પણ કરી શકશે? નહિજ. ત્યારે શેઠ મને ખરેખરી વાત પુછે છે, તે ન કહેતાં મારે જૂઠું બોલવું તે પણ શું ગુન્હો નથી? માટે મારે ખરી વાત કહેવી જ જોઇએ અને શેઠને પણ સુદર્શનનું દુઃખ મટાડવાને મારેજ સમજાવવા જોઇએ, એમ પોતાના મનમાં અનેક વિચાર કરે છે, પણ વિચક્ષણ શેઠ તેના મનની ગુંચવણ સમજી ગયા, અને ફરીથી કહ્યું કે ભાઇ, તું પણ કેમ વિચારમાં પડયો છે? જે બન્યું હોય તે ખરેખરૂં કહી દે. તેમાંજ અમારૂં હિત છે. શેઠનાં આવાં વચન સાંભળી કપિલા ભટ્ટે કહ્યું કે મને કહેતાં જીભ ઉપડતી નથી અને ઘણી શરમ આવે છે, પણ તે સિવાય બીજો સારો માર્ગ મને નહિ જણાયાથી તથા તમારા આગ્રહથી અને સુદર્શન પ્રત્યેના મારા મિત્રધર્મથી મને ખરી વાત કહ્યા વગર ચાલતું નથી; તથા તેમાંજ તમારૂં હિત છે તો સાંભળો. ખરેખરૂં કહું છું, પછી આપને યોગ્ય લાગે તેમ કરશો.

અમે બન્ને આજે ફરવા ગયા હતા, તે વખતે સાગરદત્ત શેઠની પુત્રી મનોરમા પણ દર્શન નિમિત્તે પોતાની સખીઓ સાથે આવેલી હતી, તે સામી મળતાં અને સુદર્શનના જોવામાં આવતાં બન્નેની નજર એક બીજા ઉપર પડી, ત્યારથી તેનું મન વિહ્વળ થયું છે. મનોરમા યુવાવસ્થામાં અને ઘણીજ સ્વરૂપવાન છે, તેવીજ ગુણવાન સંભળાય છે, તો સ્વાભાવિક રીતે ભાઇ સુદર્શન તેના રૂપમાં મોહિત થયા છે, અને ત્યારના તેજ વિચારમાં પડયા છે, માટે તે સિવાય

તેને બીજું કશું દુઃખ નથી. શેઠજી, આવી બાબતમાં સમજણ કે બીજા ઉપાયો ચાલતા નથી, માટે તમને જે યોગ્ય લાગે તે ઉપાય કરો.

શેઠ **વૃષભદાસ** આ વાત **સાંભળી** વધારે મુંઝાયા અને હવે શું કરવું તેના વિચારમાં પડયા, કેમકે આ બાબતનો ઉપાય કરવો તેને ઘણો મુશ્કેલ જણાયો. તેણે તરતજ પોતાની સ્ત્રીને આ વાત જણાવી અને હવે શું કરવું તે પુછયું. શેઠાણી પણ કેટલીક વાર ચિંતામાં પડયાં, પણ **કપિલાએ** જ્યારે કહ્યું કે **મનોરમા** તમારી જ્ઞાતિની અને હજુ કુમારી છે, અને વળી તેનાં માબાપ પણ ખાનદાન અને ઉંચા કુળનાં છે, તો તેનો વિવાહ સુદર્શન સાથે કરવાનું બની શકે, માટે તે બાબત તમારે તજવીજ કરવી જોઇએ. એ પ્રમાણે શેઠને સલાહ આપી કપિલો સુદર્શનની પાસે ગયો અને શેઠ સાથે બનેલી હકીકત જણાવી પોતાને ઘેર ગયો.

હવે શેઠ વૃષભદાસને તેની ડાહી સ્ત્રીએ જણાવ્યું કે પુત્રને જ્યારે મનોરમાનો મોહ લાગ્યો છે, તથા તેના વિવાહથી તેને સુખ થાય તેમ છે, તો આપણે તે બાબત યોગ્ય તજવીજ કરવી જોઇએ. શેઠ **સાગરદત્ત** પણ **સમજુ** અને **સારા માણસ** છે. વળી તેમની પુત્રી કુમારી છે તો આપણા ઘર સાથે સંબંધ બાંધવામાં તે આનાકાની કરશે નહિ. વળી સુદર્શનને જોવાથી પણ તેને ઘણો સંતોષ થાય તેમ છે, તેમ છતાં જ્યારે સુદર્શન બાળક હતો ત્યારે શેઠ સાગરદત્ત તથા તેની સ્ત્રી આપણે ઘેર આવેલાં અને સુદર્શનને જોયેલો, ત્યારે શેઠ સાગરદત્તની સ્ત્રી ગર્ભવતી હતી અને સુદર્શનને રમાડતાં રમાડતાં મને કહ્યું હતું કે સુદર્શનને જોવાથી અમે ઘણાં ખુશી

થયા છીએ, માટે જો અમારે ઘેર દીકરીનો જન્મ થશે, તો તેનો વિવાહ અમે સુદર્શન સાથે કરીશું. તો તમે જાતે તેમને ઘેર જાઓ. સુદર્શનના વિવાહ સંબંધી વાતચિત કરશો, અને તેમણે આપણને આપેલું વચન પણ યાદ આપશો, તો મને ખાત્રી છે કે સાગરદત્ત શેઠ પોતાની પુત્રી મનોરમાનો વિવાહ સુદર્શન સાથે જોડવામાં આનાકાની કરશે નહિ, પણ ઘણા ખુશી થશે. શેઠ વૃષભદાસને પણ આ વાત યોગ્ય લાગી અને સવારે સાગરદત્ત સેઠને ત્યાં જવાને તૈયાર થયા.

હવે સુદર્શનની સ્થિતિ વિષે બનેલી હકીકત વાંચનારે જાણી છે, પણ તે પછીથી બનેલી બિનાને હાલ બાજુએ રાખી પેલી તરફ સુદર્શનને નિરખવાથી સાગરદત્ત સેઠની પુત્રી મનોરમાની શી સ્થિતિ થઇ છે, તે તરફ આપણે જઇએ.

જે વખતે સુદર્શનની દૃષ્ટિ મનોરમા ઉપર પડી, તેજ વખતે સુદર્શનનું પણ અદ્‌ભૂત અને મનોહર રૂપ જોઇને મનોરમા પણ તેના પર મોહ પામી હતી અને બંનેની દૃષ્ટિ એકત્ર થઇ હતી; અને દૃષ્ટિ મેળાપ થતાં એક સાથેજ બન્ને કામદેવને વશ થયાં હતાં. સુદર્શનને જોઇ મનોરમાનું ચિત્ત વ્યાકુળ બન્યું. તેને સુદર્શન સાક્ષાત્ કામદેવ જણાયો. એનું મુખ અને એના શરીરનો ઘાટ તથા એની ચાલવાની છટા વગેરેથી મનોરમાને તો તે કોઇ દેવજ જણાયો અને આ પ્રમાણે તેને જોતાંજ તેનામાં ઉત્તમ ગુણ પણ છે, એવી તેને કલ્પના થઇ, તેથી તેનું મન આ અબળાને વશ રહ્યું નહિ અને હવે માત્ર સુદર્શનનોજ વિચાર કરવા લાગ્યું. તેના અંગમાં રોમેરોમ કામ પ્રગટી નીકળ્યો અને આખે શરીરે અગ્નિ પ્રદીપ્ત થયો.

મનોરમાને પણ પોતાના શરીરમાં થયેલો એ વિકાર જણાતાંજ તે વિચારમાં પડી કે મને આ એકાએક શું થયું ? આ દેવ સમાન મનોહર પુરૂષને જોતાંજ મારૂં મન એકદમ વિહ્‌વળ કેમ બની ગયું હશે ? વળી આ મારી સખીઓ જે મને મારા જીવ સમાન વહાલી છે, તેમની સાથે પણ બોલવું હવે મને ગમતું નથી અને આ અજાણ્યો પુરૂષજ મારા મનમાં રમી રહયો છે, એવા વિચારમાં ને વિચારમાં ગરકાવ થઇ, પણ સુદર્શન તો પોતાને ઘેર તરત ચાલ્યો ગયો હતો, તેથી મનોરમાએ જેવું ફરીને તેને જોવા પાછું જોયું, તેટલામાં સુદર્શન તો તેની દૃષ્ટિએ પડયો નહિ, તેથી તેની ચિંત્તા વધવા લાગીં અને વિચાર કરવા લાગી કે જેણે મારૂં ચિત્ત એક પલવારમાં હરણ કર્યું એવો આ પુરૂષ કોણ હશે ! અને તે ઘડી વારમાં કયાં ચાલ્યો ગયો હશે ? શું ! તે મારા ચિન્તની સ્થિતિ જાણી ગયો હશે, અથવા તેનું મન પણ મને જોઈને કદાચ મોહિત તો નહિ બન્યું હોય ? અને તેથીજ કામવેદના સહન ન થવાથી જતા રહ્યા હશે ? ઠીક, પણ તે કોણ હશે ? તે કદાચ મારી સખીઓ જે આ નગરની જાણીતી છે, તે અવશ્ય ઓળખતી હશે, તો તેને પુછી જોઉં. એવા વિચારથી સખીઓ પ્રત્યે તે બોલી કે હે ! વહાલી સખીઓ, હમણાં જે બે પુરૂષો આપણા જોવામાં આવ્યા તે કોણ છે ? તે તમે જાણતી હો તો મને મહેરબાની કરીને જણાવો.

આ સાંભળી સખીઓ બોલી કે વહાલી બેન, એ તો તમારીજ જ્ઞાતિના આ શહેરના **નગરશેઠ વૃષભદાસ** કરીને છે, તેમનો પુત્ર **સુદર્શન** તથા બીજો તેનો મિત્ર **કપિલા** ભટ નામે હતા. તેમાં જે વિશેષ રૂપવાન હતો, તેજ સુદર્શન છે.

એ રીતે તે અજાણ્યા પુરૂષનું ઓળખાણ મળતાં તથા તે પોતાની ન્યાતનોજ છે, એમ જાણી મનમાં ખુશી થઈ અને દર્શન કરી વહેલી વહેલી ઘેર ચાલી ગઈ, પણ પોતાને ઘેર જતાં પણ તેને કોઇ રીતે ચેન પડયું નહિ, ખાવાનું ગમ્યું નહિ અને બોલવાની પણ અપ્રીતિ થઈ, પણ તેના અંતઃકરણમાં સુદર્શન અને તેનું ચિત્ર રમી રહ્યું હતું, તેથી તે વિના તેને બીજા કશાનો વિચારજ આવતો નહોતો. હમેશના કરતાં તેની આજે આવી નવાઈ જેવી અવસ્થા તેના માબાપના પણ જાણવામાં તુરતજ આવી ગઈ, તેથી તેમણે તેને બોલાવી, પણ પોતાના વિચારની ધુનમાં તે જવાબ જ દેવાનું ભુલી ગઈ અને પોતાના એકાંતગૃહમાં જઈ પોતાની પથારી ઉપર પડી; ત્યાં પણ તેને ચેન શી રીતે પડે? આજે તેનો દેહ તેના કબજામાં નહોતો અને તેનું મન પણ બીજાને વશ થયેલું હતું. જાણે તેના દેહમાં કાંઇ ભુત ભરાયું હોય અને જેવી સ્થિતિ થાય, તેવી આ કામરૂપી ભુતને લીધે તેની સ્થિતિ થઇ હતી. તેના માબાપોએ પુત્રીની આજે કાંઇક જુદીજ વૃત્તિ જોઇ. તેને કાંઇ બીમારી થઇ હશે એમ જાણ્યું. તેથી તેને જોવા માટે તેના એકાંતગૃહમાં આવ્યાં પણ ત્યાં તેને આમથી તેમ આલોટતી જોઈ તેથી પોતાની વહાલી પુત્રીને આવી સ્થિતિમાં જોતાં તેમને ઘણી ચિંતા થઇ, તેથી તેમણે આવી મનોરમાને પુછયું કે બ્હેન, તને આજે શું થયું છે? જે થયું હોય તે જલદી કહે એટલે તેનો ઉપાય કરીએ, પણ આમ બેભાન જેવી શું પડી છે? તેનો પણ કાંઇ જવાબ મનોરમા આપી શકી નહિ. પણ ઉલટી માબાપો પોતાની આ સ્થિતિ જાણી ગયાં, તેથી શરમને લીધે વધારે મુંઝાવા લાગી અને તેનાં માબાપો તો પોતાની વહાલી પુત્રીને કોઇ મોટું દુઃખ

થયું છે, એમ જાણી મહાન્ વિચારમાં પડયાં. અને ફરીથી પુછ્યું કે અરે, તને આજે શું થયું છે? શું, કોઇએ તને કાંઈ કહ્યું છે કે તને કાંઇ જોઇએ છે? કે તારા શરીરને કાંઈ બીમારી છે? જે થયું હોય તે અમને જણાવ, એટલે અમે તેનો ઉપાય કરીએ. પણ કામવશ થએલી બીચારી મનોરમા પોતાના માબાપ પાસે પોતાના મનની હકીકત શી રીતે કહી શકે? એટલે તેનાથી તેમને કાંઇજ જવાબ આપી શકાયો નહિ.

મનોરમા તરફથી જવાબ મળવાની આશાએ તેના માબાપોએ કરેલી સઘળી મહેનત વ્યર્થ ગઈ ત્યારે તેમણે વિચાર કર્યો કે મનોરમાના મનની વાત તેની સખીયો કદાચ જાણતી હશે, અને તેના દુઃખની પણ તેને જરૂર ખબર હશે. માટે આપણે તેને બોલાવી પુછી જોઇએ. એમ વિચારી તેની સખીઓને બોલાવવા તુરત માણસ મોકલ્યું. તે માણસે સખીઓ પાસે જઇ કહ્યું કે તમને બધી સખીઓને શેઠ સાગરદત્ત અને તેમની સ્ત્રી બોલાવે છે, માટે હમણાંજ ચાલો. આમ એકાએક બધી સખીઓને સાથે તેડું શેઠનું કદી આવેલું નહિ, તેથી તેઓ આ બનાવથી મોટા વિચારમાં પડી કે આપણને શેઠ શા કારણથી બોલાવતા હશે? પણ તેમાંથી કોઈ કાંઇ પણ નિર્ણય કરી શક્યું નહિ, તોપણ છેવટે બધી સખીઓ લુગડાં લત્તાં પહેરી તૈતાર થઈ શેઠને ત્યાં ગઇ, અને ત્યાં શેઠ તથા શેઠાણીએ તેમને આવકાર સાથે બેસવાનું કહ્યું.

પછી પેલી સખીઓને શેઠ તથા શેઠાણીએ પુછ્યું કે બ્હેનો તમે અને મનોરમા આજે જીન મંદીરે ગયાં હતાં, ત્યાંથી આવ્યા પછી મનોરમાની સ્થિતિમાં એકદમ ફેર પડી ગયો જણાય છે, કેમકે

અમે તેને ઘણી વાર બોલાવી, પણ કાંઇ જવાબ આપતી નથી, વળી કાંઈ મુંઝાતી હોય તેમ જણાય છે, પણ તે અમને કહેતી નથી, તો તમે તેની સાથે હતી, માટે જે કાંઇ બન્યું હોય અને તમારા જાણવામાં હોય, તે અમને જણાવો, જેથી તે સંબંધી યોગ્ય ઇલાજ કરી શકાય.

આ સાંભળી બધી સખીઓ વિચારવા લાગી કે મનોરમાને તો સુદર્શનનો મોહ લાગ્યો છે અને તેજ માત્ર દુઃખ છે, તો આવી નિર્લજ વાત શેઠ તથા શેઠાણીને કેમ કહેવાય? અને એવી હકીકત સાંભળતાં પોતાની દીકરીના સંબંધમાં તેમને કેવો વિચાર થાય ? પણ જો નહિ કહીએ તો મનોરમાનું દુઃખ વધતું જશે, તેને કોઇ રીતે ચેન પડશે નહિ અને શેઠ પણ ચિંતાતુર રહેશે અને તેથી મોડા વહેલા પણ કહેવુંજ પડશે, માટે અત્યારેજ કહી દેવું તે વિશેષ યોગ્ય છે.

એ પ્રમાણે સંશયવાળી સ્થિતિમાંથી બહાર નીકળી તેમના મને ખરી હકીકત સ્પષ્ટ કહેવાનું નક્કી કર્યું, તેથી એક સખી શર માતી શરમાતી નીચું મુખ કરી કહેવા લાગી કે પુજ્ય કાકાજી, માફ કરજો, અમને આ હકીકત કહેતાં ઘણી શરમ આવે છે, પણ તે કહ્યા વગર મનોરમાની સ્થિતી કોઇ રીતે સુધરે તેમ નથી, તેથી અમને તે કહેવાની ફરજ પડે છે, કે અમે કાલે જીનમંદીરે જતાં હતાં, તે વખતે આપણા નગરશેઠ વૃષભદાસ શેઠનો પુત્ર સુદ ર્શન પણ તેના મિત્ર સાથે ફરવા નીકળ્યો હશે, તે અમને સામો મળતાં મનોરમા તથા તેની દૃષ્ટિ સામસામી મળી અને સ્વાભાવિક રીતેજ તે કામદેવના સમાન મહા સ્વરૂપવાન અને યુવાન હોવાથી

મનોરમા તેનામાં ઘણીજ મોહિત થઇ છે તથા ત્યારથી તેને સુદર્શન પ્રત્યે પ્રેમનો ઉદ્ભવ થયો છે અને તેને કોઇ પણ બાબતનું ચેન પડતું નથી. વળી તે સુદર્શનનાજ વિચારમાં તલ્લીન બની છે અને તેણે દૃઢ નિશ્ચય કીધો છે કે જો સંસારમાં કોઇ પણ પુરૂષ મારો પતિ થવાને યોગ્ય હોય, તો તે આ એકજ છે અને તેનેજ હું પતિ તરીકે સ્વીકારૂં છું, માટે આ દુનિયાના બીજા સઘળા પુરૂષો આજથી મને પિતા ભ્રાતા સમાન છે; માટે કાકાજી ! આ પ્રમાણે હકીકત બની છે, તેમાં કોઇનો દોષ નથી તેથી આપને યોગ્ય લાગે તેમ કરો.

આ વાત સાંભળી શેઠ તથા શેઠાણી ઉંડા વિચારમાં પડયાં કે હવે શું કરવું ? એ ઘણા સમૃદ્ધિવાન અને કીર્તિવાન છે, તો તે આપણા જેવા સાધારણ માણસની પુત્રી માથે પોતાના દીકરાના વિવાહ જોડશે કે કેમ એ મોટી શંકા છે, તે છતાં કદાચ હું જઈ ને પૂછું, પણ તેઓ કદાચ ના પાડે તો મને ખોટું લાગે. વળી આ છોકરીએ તેનેજ વરવાની પ્રતિજ્ઞા કરી છે, અને તેના જ્ઞાન અને બુદ્ધિને લીધે મને ખાત્રી છે કે ગમે તેટલા દુઃખ છતાં તે હવે પોતાની પ્રતિજ્ઞામાં ચલિત થશે નહિ અને કદાચ તેનું ધાર્યું ન થાય તો જીંદગી સુધી કુમારવ્રત પણ પાળશે અને તે આપણને અત્યંત દુઃખદાયક થઇ પડશે, માટે કોઈ પણ રીતે સુદર્શન સાથે તેના વિવાહ થવાજ જોઇએ.

પુરૂષ કેટલીકવાર આ સંસારનાં મુશ્કેલ કાર્યોમાં મુઝાય છે, ડોલાયમાન થાય છે, અને વિચાર કરવામાં પણ ભુલ કરે છે, તે વખતે સ્ત્રી એક મિત્રના જેવું કામ કરે છે. તેને સલાહ આપે છે

અને રાજાને મંત્રી જેમ યોગ્ય રસ્તો બતાવે છે, તેમ સ્ત્રી પોતાના પતિને પણ યોગ્ય માર્ગ બતાવે છે, તેથી ડાહી સ્ત્રી પતિના અનેક દુર્ઘટ પ્રસંગોમાં સહાયભૂત થાય છે, તે પ્રમાણે શેઠાણીએ જણાવ્યું કે પ્રાણનાથ, તમારૂં કહેવું સત્ય છે. આપણે દીકરી આપવી જોઇએ અને સામો ધણી ના પાડે, તેથી આપણી આબરૂ ઘટે, પણ તેવું આ પ્રસંગે આપણે ગણીએ તો દીકરીનું દુઃખ મટે નહિ, અને તેને બળાત્કારે બીજાની સાથે પરણાવી તેના સંસાર સુખનો નાશ કરવો તેના કરતાં તેને મારી નાંખવી વધારે યોગ્ય છે. પુત્રીની વાજબી ઇચ્છાઓમાં માબાપે દુઃખ વેઠીને મદદ કરવી એ તેનો મહાન ધર્મ છે. આપણી પુત્રીએ જે નિશ્ચય કર્યો છે, તે કોઈ પણ રીતે અયોગ્ય નથી. તે ભણેલી અને બુદ્ધિવાન છે, તો પોતે યોગ્ય વરની ઇચ્છા કરે તેમાં કાંઈ ખોટું નથી. સુદર્શન તેને લાયક છે, કુળવાન અને વિદ્વાન છે. વળી મનોરમા પણ ગુણવાન અને સૌંદર્યવાન છે, તો તેની સાથે વૃષભદાસ શેઠને પોતાના પુત્રના વિવાહ જોડવામાં કાંઈ ખોટું લાગશે નહિ. વળી તમે બનેલી સર્વ હકીકત શેઠને જણાવજો. મનોરમાની સ્થિતિ અને તેનો નિશ્ચય પણ કહેજો. તો આવી ગુણવાન કન્યા છતાં માત્ર પોતાની મોટાઇને લીધે તેના અભિમાનમાં આ રત્નનો અનાદર કરે, એવા એ શેઠ મૂર્ખ નથી. નીચ કુળમાંથી પણ સારી કન્યા ગ્રહણ કરવી એવી નીતિ છે, તો આપણે તો કુળવાન અને આબરૂદાર છીએ તેથી મને તો લાગે છે કે તે ઘણી ખુશીની સાથે એ વાત સ્વીકારશે. તે છતાં કદાચ નાજ પાડે, તો તમે તેમને અને તેમની વહુને આ વાત યાદ આપશો કે "તમારા સુદર્શનને બાળવયમાં અમે રમાડવા આવેલા, ત્યારે મનોરમા ગર્ભમાં હતી, તેથી અમે કહેલું કે જો

દીકરી જન્મશે તો તેના વિવાહ અમે સુદર્શન સાથે કરીશું અને તે વખતે તમે હા કહેલી છે, માટે તમો તમારૂં તે વચન પાળો. "એટલે તેઓ તમારી વાત જરૂર માન્ય રાખશે, તે માટે તમો તેમને ત્યાં જાઓ, અને સૌ સૌના કર્મના સંબંધ મુજબ જે થવાનું હશે તે થશે.

શેઠાણીની આ સુંદર સલાહથી શેઠને ઘણી હિંમત આવી અને લુગડાં પહેરી શેઠને ઘેર જવા તૈયાર થઈ બહાર નીકળ્યા, તો શુભ શુકન થયાં; તે જોઇ શેઠનાં પગમાં ઘણું જોર આવ્યું; પણ થોડે દૂર જતાં નગરશેઠનું માણસ સામું મળ્યુ; અને વાતચિત કરતાં છેવટે તેણે પાછા જઈ પોતાના શેઠને જણાવ્યું કે, તમે શેઠને ત્યાં જાઓ છો, પણ તેઓ પોતેજ આપણે ત્યાં આવે છે. તેથી નગરશેઠે જવાનું બંધ રાખી બારણા પાસે સાગરદન્ત શેઠની રાહ જોતા ઉભા. શેઠ સાગરદત્ત જ્યારે ઘર પાસે આવ્યા, ત્યારે નગર શેઠે સામા જઇ તેમને આવકાર આપ્યો, અને પોતાને ઘેર લાવી બેસાડયા, વળી પાન સોપારી આદિ માનપાનની ચીજો રજુ કરી કુશળ સમાચાર પુછયા પછી કેટલીક પરચુરણ વાતચિત્ કરી નગર શેઠે જણાવ્યું કે આપ આજે મારે ઘેર પધાર્યા તે જાણી હું ઘણો ખુશી થયો છું, અને મારૂં ઘર પવિત્ર થયું છે. વળી મારા સરખું કામકાજ હોય તો ખુશીથી જણાવશો. જો કે પોતાનેજ શેઠની પાસે માગણી કરવાની હતી. પણ જ્યારે શેઠ પોતાને ઘેર આવ્યા છે, ત્યારે તેને કાંઇ પણ કામ હશે. તો શું કામ છે તે જાણી લેવા તેમણે વિચાર કર્યો. કર્મ જ્યારે અનુકુળ હોય છે, ત્યારે પોતાની મહાન્ ઇચ્છા પણ ઘેર બેઠાં તૃપ્ત થાય છે.

શેઠ સાગરદત્તે પણ કેટલીક વિવેકસહીત વાતચિત્ કર્યા પછી વૃષભદાસ શેઠને કહ્યું કે હું આપની પાસે એક અગત્યની માંગણી કરવા આવ્યો છું તે આપ સ્વીકારશો એવી મને આશા છે. ત્યારે વૃષભદાસ શેઠે કહ્યું કે તમારા જેવા મોટા ને ડાહ્યા માણસની માંગણી ગેરવાજબી હોયજ નહિ, અને વાજબી માંગણી સ્વીકારવા મારી આનાકાની થશેજ નહિ.

તે ઉપરથી સાગરદત્ત શેઠ બોલ્યા કે શેઠજી મારા ઘરમાં મનોરમા નામની કન્યા ઉમર લાયક થઇ છે, તે હજી સુધી કુંવારી છે, તે ઘણી રૂપાળી, ગુણવાન અને સારા સ્વભાવની છે. વળી સારા જ્ઞાનવાળી પણ છે, અને તેને લાયક હું સારો વર ઘર શોધું છું. તો તમારો પુત્ર સુદર્શન ઘણો રૂપાળો, ગુણવાન ને વિદ્વાન છે, વળી તે લાયક ઉમરનો છે. એટલે મનોરમા અને સુદર્શન બંને પરસ્પર લાયક છે તો તેની સાથે સગપણ કરવા મારી આપની પાસે માંગણી છે તે સ્વીકારો.

આ સાંભળી વૃષભદાસ મનમાં ઘણુંજ હરખાયા, કેમકે તેમને મન તો ભાવતું હતું, ને વૈદે કહ્યા જેવું થયું. તેને તો ઘેર બેઠાં ગંગાજી મળ્યાં. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ને મોઢું ધોવા જાય એવા એ ગાંડા નહોતા. તેણે મનમાં વિચાર કર્યો કે સુદર્શન જેને માટે મોહાંધ બન્યો છે અને બેભાન જેવો થયો છે, તે આમ અકસ્માત મળે છે, તે મોટા ભાગ્યની વાત છે. તો તેમાં સમય ખોવો નહિ, તેથી તેમણે શેઠ સાગરદત્તને કહ્યું કે શેઠજી મેં મનોરમાને જોઈ નથી, પણ તમો જાતે મારી પાસે માંગણી કરવા

આવ્યા છો તો તમારી આબરૂને ખાતર મારાથી તમને ના પાડી શકાતી નથી, તેથી તમારી ઇચ્છા મુજબ હું સુદર્શનનું સગપણ તમારી દીકરી સાથે કરવા ખુશી છું, અને તમારી અનુકુળતાએ લગ્ન કરવા પણ ખુશી છું.

આ સાંભળી સાગરદત્તના આનંદનો પાર રહયો નહિ. તેને મન તો આ જાણે કુદરતની મોટી કૃપા થઇ હોય એવું લાગ્યું. અને પોતાની ધારણા સફળ થવાથી તેમજ પોતાને મનગમતાં સગાં ને દીકરીને સુખ મળશે, એવું જણાતાં તેઓ ઘણા ખુશી થયા; પછી વૃષભદાસ શેઠને કહ્યું કે, શેઠજી આ પ્રમાણે તમે મારૂં માન રાખ્યું અને મારી માંગણી સ્વીકારી તેથી આપનો ઘણો હું ઉપકાર માનું છું. અને આ પ્રમાણે આપણો બંનેનો એક મત છે, તેમજ મારી દિકરી મનોરમાની ઉમર મોટી થઈ છે, તો મને લગ્ન કરવાની જરૂર છે, માટે આપણે જોશીને બોલાવી બન્નેની લેણાદેવી નકી કરીએ અને લગ્નનું સારૂં મુહૂર્ત કયું આવે છે તે પણ જોવરાવીએ.

આ પ્રમાણે સાગરદ-ત શેઠના કહેવાથી શેઠ વૃષભદાસે પોતાના માણસને જોશીને બોલાવી લાવવા આજ્ઞા કરી. તેથી નોકરે જોશીને ઘેર જઇ તેને પોતાના શેઠ બોલાવે છે એમ કહ્યું, એટલે જોશી મહારાજને જાણે નશીબ દેવી પ્રસન્ન થઈ હોય એવું લાગવાથી માથામાં પાઘડી નાંખતાજ શેઠને ત્યાં જવા ઉતાવળા નોકર સાથે ચાલી નીકળ્યા. નોકરે આવી શેઠને કહ્યું કે જોશી માહારાજ આવે છે, એટલે જોશી માહારાજને જોઇ શેઠે તેમને આવકાર આપ્યો. જોશી પોતાના આસને બેઠા અને કહ્યું કે શેઠજી મારૂં શું કામ પડયું છે, તે જણાવશો, એટલે વૃષભદાસ શેઠે કહ્યું કે આ આપણા

સાગરદત્ત શેઠ છે તેમને તમે ઓળખતા હશો. તેમની પુત્રી મનોરમા, અને આપણા પુત્ર સુદર્શનના વિવાહ આજે નક્કી કર્યા છે. તો તેમની વચ્ચે લેણાદેવી કેવી છે, તે જ્યોતિષપરથી જણાવો.

જોશી માહારાજે લાંબુ ટીપણું કાઢી, આંગળીના ટેરવાપર મેષ, વરખ, મિથુન, કર્ક વગેરે અવળા સવળા બે ત્રણવાર ગણી શેઠને કહ્યું કે શેઠજી આ જોડું ઘણું સુખી થશે, કેમકે તેમની વચ્ચે લેણાદેવી સર્વ પ્રકારે સારી છે. રામ સીતાની જેવી જોડ હતી તેવીજઆ બંનેની છે. માટે હું ખાત્રી પૂર્વક કહું છું, કે તેમના વિવાહ ભાગ્યયોગે જોડાયા છે, તે સર્વ રીતે શુભ છે.

આ સાંભળી સાગરદત્ત શેઠે કહ્યું કે જો એમ છે, તો તેમનાં લગ્નને માટે કઈ તિથિ નક્ષત્ર વગેરે યોગ્ય છે, તે કૃપા કરી બરાબર જોઇ આપો, અને સારામાં સારૂં મુહુર્ત નકી કરી આપો વળી કોઈ બાબત શંકાવાળી રાખશો નહિ.

તે સાંભળી જોશી બોલ્યા કે મારા મુહુર્તમાં કદી ફેર પડે નહિ અને જે વાજબી આવશે તેમજ કહીશ. બંનેની નામ રાશી, લગ્ન વગેરે જોઇ ગણિત કરી ઉંડો વિચાર કરી કહ્યું કે શેઠજી વૈશાખ સુદી ૫ નું મુહુર્ત લગ્નનું સારામાં સારૂં છે, માટે એ દિવસે લગ્ન કરવાં બહુજ અનુકુળ છે ને તેથી વર કન્યાનું પૂર્ણ કલ્યાણ થશે.

આ બન્ને શેઠોએ જોશીની વાત કબુલ રાખી પોતાની ન્યાતના આગેવાનોને બોલાવ્યા અને તેની રૂબરૂ સગપણની વાત જણાવી,

મીઠાઇઓ વહેંચી, શ્રીફળો આપ્યાં, ગોળ ધાણા વગેરે શુભ ચિન્હ તરીકે ખાધાં અને ન્યાતની રૂબરૂ વૈશાખ શુદી ૫ નાં લગ્ન નક્કી કર્યાં તથા પાનગુલાબ વગેરે સૌને આપ્યાં. વળી જોશીને પણ ઘણી પહેરામણી તથા દક્ષિણા આપી ખુશી કર્યા અને સૌ પોતપોતાને ઘેર ગયા. સાગરદત્ત પણ પોતાના કામની ફતેહ કરી રજા લઇ ઘેર જવા નીકળ્યા અને વૃષભદાસ જેવો સગો મળ્યો તેથી ઘણા ખુશી થયા.

હવે સાગરદત્તે ઘેર આવી આ વાત પોતાની સ્ત્રીને જણાવી, તેથી તે પણ ઘણી ખુશી થઇ અને કોઈ સખીઓદ્વારા આ વાત મનોરમાના જાણવામાં આવી, તેમ વૈશાખ શુદી ૫ ના લગ્ન પણ નક્કી થયાં છે, તે પણ જાણ્યું તેથી તેના આનંદની સીમાજ રહી નહિ. પોતે જે બેભાનમાં હતી અને શુદ્ધ વીસરી ગઇ હતી, તેને બદલે ક્ષણમાં મોટો ફેરફાર થઇ ગયો અને પોતાને મન માનતો અને ધારેલો પતિ મળ્યો, તેથી બેહદ ખુશી થઈ અને હવે લગ્નનો દિવસ જલદી આવે તેની રાહ જોવા માંડી.

શેઠ સાગરદત્તને ત્યાં લગ્નની ધામધુમ મોટા પાયા ઉપર શરૂ થઇ. અનેક પ્રકારનાં ધવળ મંગળ ને ગીત ગવાવા લાગ્યાં, રોજ જાત જાતનાં વાજીંત્ર વાગવા માંડયાં અને લગ્નની સામગ્રી, તથા જાનના ઉતારા વગેરેની ધામધુમની મોટી ધમાલ મચી રહી. જેમ જેમ લગ્ન નજીક આવ્યાં તેમ તેમ ત્વરાથી કામ થવા માંડયું. આખા ગામમાં મોટો ઉત્સાહ જણાતો હતો. તેજ પ્રમાણે વૃષભદાસ સેઠને ત્યાં પણ લગ્નની તૈયારી થવા માંડી. સગાં સંબંધીને કંકોત્રી મોકલી અને આમંત્રણ કરી બોલાવ્યા તથા વરરા-

જાનો શણગાર તૈયાર કરાવ્યો અને જાન લઈ જવા માટે પણ સઘળી ગોઠવણ કરી. સુદર્શન પણ બેસુમાર આનંદમાં તલ્લીનજ થઈ ગયો: અને મનોરમાને મળવાના વિચારમાં દિવસ ગણવા માંડયો.

મોટાં મોટાં વાજીંત્રો દરરોજ વગાડવાનું શરૂ થયું. બૈરાંઓએ લગ્નનાં સુંદર ગીતો ગાઇ પોતાનો ધાંટો બેસાડી દીધો. બારણે નગારાંનો નાદ અને સરણાઇના સુરથી તથા બીજાં મનોહર રાગવાળાં વાજીંત્રોથી આખું શહેર ગાજી ઉઠયું અને શહેરમાં જ્યાં ત્યાં આનંદ આનંદ થવા માંડયો.

લગ્નને દિવસે શેઠે મોટો વરઘોડો કાઢયો અને મોટા ઠાઠમાઠથી સગાં સંબંધીઓ અને મેમાનો સાથે મોટા આડંબર પૂર્વક ધામધુમથી જાન લઇ ગયા. શહેરના તથા જ્ઞાતિના સઘળા સારા સારા પુરૂષો સાજન માજનમાં હોવાથી વરઘોડો જોવા આખું ગામ એકઠું થયું હતું.

એ રીતે મોટા દબદબા સહિત શેઠ વૃષભદાસ તરફનો વરઘોડો સાગરદત્ત સેઠના ઘર આગળ આવ્યો અને ત્યાં સાગરદત્ત સેઠ પણ મોટા કુટુંબ તથા સગાંસ્નેહીઓવાળા હોવાથી સર્વ સામૈયું કરવા વાજતે ગાજતે સામા આવ્યા હતા. બંને વેવાઇઓને પણ ઘણો ઉમંગ અને ઉત્સાહ હતો, એટલે આ વખતના આનંદનું શું વર્ણન કરીએ ? પછી બંને તરફનાં સગાંવહાલાં મળ્યાં, ભેટયાં અને સાગરદત્ત શેઠના ઘર તરફ ગયા. ત્યાં મોટા માનપાન સાથે યોગ્ય સ્થાને તેમને બેસાડયા અને પાન, સોપારી, અત્તર, તેલ,

તથા સુગંધી પુષ્પોથી વધાવી લીધા. પછી વરરાજાને શુભ સ્થાને બેસાડી મંડપમાં કન્યાને પણ પધરાવી. અને લગ્ન ક્રિયા જૈન વિધિ પ્રમાણે બરાબર શરૂ થઇ. બંને તરફથી યોગ્ય ક્રિયા યથાસ્થિત ઉત્સાહ અને શ્રદ્ધા પૂર્વક કરાવી હસ્ત મેળાપ કરાવ્યો. ચોરીની ક્રિયા પણ પૂર્ણ થઈ અને નિર્વિઘ્ને લગ્ન કાર્ય સમાપ્ત થયું.

લગ્ન પ્રસંગે જાનની સેવા ચાકરીમાં સાગરદત્ત શેઠે કાંઈ બાકી રાખ્યું ન હતું. દરેક પ્રકારનાં ભોજન તૈયાર કરાવ્યાં હતાં. એવી એક પણ ચીજ નહોતી કે જે આ પ્રસંગે ન મળે, તેથી આ લગ્નમાં દરેક પ્રકારનો આનંદ વરતાયો હતો. લગ્ન પૂર્ણ થયા પછી જાનને રજા આપવામાં આવી અને વરકન્યા સહીત શેઠ વૃષભદાસ પોતાને ઘેર આવ્યા અને અન્ય સગાંસંબંધીઓ પણ ધીમે ધીમે રજા લઇ પોતાને ઘેર ગયાં. આ મહાભારત આનંદ ઓચ્છવને લીધે બધા માણુસો ઘણાજ ખુશી થયા હતા, અને સર્વનાં અંતઃકરણમાંથી એવી આશીશ નીકળતી હતી કે આ વર કન્યાનું જોડું અચળ રહો, અને રામ સીતા સમાન સર્વ સુખ ભોગવો.

હવે આ વરકન્યાને બંનેને મનમાનતું સર્વ પ્રકારનું સુખ હતું, તેમજ બને રૂપ ગુણમાં એક બીજાથી અધિક હતા તથા એક બીજાનાં અંતઃકરણને કેમ જીતવું એ બંને જાણુતા હતાં, તેથી તેમના સુખની અવધિ હતી. અને સ્વર્ગનું સઘળું સુખ આ દુનિયામાંજ તેઓ ભોગવતાં હતાં. માટે પૂર્વનાં સારાં કર્મો કરેલાં હોય તો સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિ આ દુનિયામાંજ આવી મળે છે અને આ દુનિયા સ્વર્ગ જેવી જણાય છે.

આ પ્રમાણે આનંદમાં દિવસ નિર્ગમન કરતાં મનોરમાને ગર્ભ રહ્યો, અને ગર્ભની સઘળી સુક્રિયા કરાવી, તેમજ તે વખતે મનોરમાને ગર્ભની માવજત તથા વૃદ્ધિ અર્થે સર્વ પ્રકારની અનુકુળતા કરી આપવામાં આવી, તેથી એક ઘણાજ સ્વરૂપવાન પુત્રનો જન્મ થયો. તે ઘણોજ તેજસ્વી હતો, અને રૂડાં ચોઘડીઆમાં જન્મ્યો હતો. પછી જોશીના કહેવાથી તેનું નામ **સુકાન્ત** પાડયું.

આ પ્રમાણે **વૃષભદાસ શેઠ**ને સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિ મળી હતી, પુત્ર, પરિવાર અને વળી સર્વ પ્રકારનું સુખ હતું. તથા ન્યાતમાં અને રાજમાં તેનું માન ઘણું હતું. કોઈ પણ પ્રકારની ચિંતા કે દુઃખનો લવલેશ પણ તેમને નહોતો અને બહાર શું થાય છે, સૂર્ય કયાં ઉગે છે અને કયાં આથમે છે, તેની પણ તેને ખબર પડતી નહોતી. ચિંતા અને બીજી વ્યાધિઓ ગરીબ અને દુઃખીને હોય છે. શેઠ વૃષભદાસના ઘરમાં નોકર ચાકરને લીધે યંત્રની માફક સર્વ કામ ચાલ્યા કરતું હતું, તેથી તેમને કોઈ પણ કામ માટે બહાર જવાની જરૂર પડતી નહોતી. **ચક્રવર્તી**ને વ્યાધિ હોય છે. પણ વૃષભદાસને જરા પણ વ્યાધિ નહોતી. દુઃખ શું કહેવાય, તેજ કોઇના જાણવામાં નહોતું.

આ પ્રમાણે ચાલે છે, તેમાં એક **ચમ્પાપુરી** નગરના જંગલમાં એક દિવસ એક **મહા તપસ્વી** અને **મહાજ્ઞાની મુની મહારાજ** ફરતા ફરતા આવી ચઢયા. તેમનું નામ **સમાધિગુપ્ત** હતું. આ મુની મહારાજના તપોબળથી અને પ્રતાપથી આ જંગલ જે તદન સુકું હતું, તેમાં બધાં સુકાઈ ગયેલાં ઝાડોનાં ઠુંઠાં લીલાં થઇ ગયાં,

અને સુકાઇ ગયેલાં સરોવર જેમાં પાણીનું ટીપું નહોતું, તેમ ઉના ળાનો સખત તાપ પડતો હતો, તેમાં પાણી ભરાઇ ગયું અને ઝરણો વહેવાં લાગ્યાં. સુકાઈ ગયલા બાગ બગીચા લીલાછમ થઈ ગયા અને તેમાં ફુલોની સુવાસ પસરી રહી. એ પ્રમાણે આ જંગલમાં એકા એક મહાભારત ફેરફાર થઈ ગયો.

આ જંલમાં રહેતા એક **માળીએ** આ મોટો ફેરફાર જોયો અને ઉનાળામાં આ બધો ફેરફાર કેમ થયો અને ઘણાં વરસનાં સુકાં ઝાડો લીલાં એકાએક શી રીતે થયાં અને વિશાળ છાંયો આપવા લાગ્યાં ? ચોતરફ ફુલ ફળની શોભા છવાઈ રહી, તેથી તેનાં આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે આવું વન ફરી ફરીને જોયું એટલામાં પેલા મુનિરાજને ધ્યાનમાં બેઠેલા જોયા. તેનું પ્રચંડ તેજ તેના જોવામાં આવ્યું અને આ કોઇ ચમત્કારી મહાત્મા છે, એવી તેમની મુખ મુદ્રા ઉંપરથી તેની ખાત્રી થઇ, તેથી તેણે નકી ધાર્યું કે આ મહાત્માના પ્રતાપથીજ આ વન લીલું થઇ ગયું છે, માટે આ બાબત હું શહેરમાં જઈ વનને જોવા તથા **મહાત્માનાં દર્શન કરવા રાજા તથા નગરવાસીઓને જણાવું.**

એમ વિચારી તે માળી દોડતો દોડતો નગરમાં આવ્યો અને **રાજ કચેરીમાં** આવી રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે ! મહારાજાધિરાજ, આ પાસેના જંગલમાં કોઇ મહા મુનિરાજ પધાર્યા છે અને તેથી આપણું જંગલ એકદમ લીલું થઈ ગયું છે. તેમાં ઠેકઠેકાણે જળ જળ થઇ ગયું છે, ચોતરફ ફુલોની સુગંધી પ્રસરી રહી છે, અને એકાએક મોટો ફેરફાર થયો છે.

રાજા ઘણો શ્રદ્ધાળુ હતો અને તેની પાસે આવી કોઈ જરા પણ જુઠું બોલે નહિ, તેથી આ નવાઇ જેવી માળીની વાત તેને તુરત માનવામાં આવી, અને તેને બે તરફથી આનંદ થયો, કે જે મુનિરાજનો આવો પ્રત્યક્ષ ચમત્કાર દેખાય છે, તે ચમત્કાર કે જેના વડે સુકું જંગલ હતું તે લીલો બગીચો બની ગયો, એવા મુનિરાજનાં દર્શનનો યોગ મળ્યો તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તે સિંહાસનથી નીચે ઉતર્યો, અને મુનિને ભાવથી નમસ્કાર કર્યો અને પ્રજાને ઢંઢેરો પીટાવવાનો હુકમ કર્યો, કે આપણને આજનો દિવસ મોટા આનંદનો અને ભાગ્યનો છે, કેમકે આપણી પાસેના જંગલમાં એક મુનિ મહાત્માનું આગમન થયું છે, અને તેનાં દર્શન નિમિત્તે રાજા, રાજમંડળ, અને રણવાસ સર્વે હમણાં જાય છે તો જેમને આવવા ઇચ્છા હોય તેમણે તૈયાર થવું. આ હુકમ પ્રમાણે તુરત નગરમાં ઢંઢેરો પીટાયો.

સઘળા નગરજનો સ્ત્રી પુરૂષો સહિત તૈયાર થયા, રાજા પગે ચાલતો સર્વે સેના તથા કારભારીઓ સહિત તથા રાણીઓ સાથે નગરમાંથી બહાર ચાલી નીકળ્યો. ગામ બહાર નીકળતાં સર્વે પ્રજાજન પણ આવી મળ્યું. આ ચમત્કારની આટલી વારમાં તો આસપાસના ગામોમાં પણ ખબર પડી ગઈ હતી, તેથી ઘણું મંડળ ત્યાં ભેગું થયું અને એક મોટા દબદબા પૂર્વક સર્વ માણસો ઉત્સાહથી મુનિરાજનાં દર્શન માટે નીકળ્યાં. તેમાં ધર્મચુસ્ત શેઠ વૃષભદાસ તથા તેમની શેઠાણી જીનમતી, સુદર્શન અને મનોરમા તથા સુકાન્ત વગેરે પણ હતાં.

આ બધું મંડળ જ્યાં મુનિરાજ **સમાધીગુપ્ત** હતા, ત્યાં આવ્યું, અને તેમને ઘણા ભાવથી સૌએ **ત્રણ ત્રણ પ્રદક્ષિણા** દઇને **નમોસ્તુ** કર્યા અને યોગ્ય સ્થાને બેઠા. પછી રાજાજીએ મુનિરાજને ઘણા વિનયથી કહ્યું કે આ પ્રમાણે આજે આપનાં દર્શન અમને થયાં, તેથી અમારૂં મોટું ભાગ્ય અમે સમજીએ છીએ, તો અમારા જેવા અજ્ઞાન અને પામર પ્રાણી કે જે સંસારનાં કામમાં લચી પચી રહ્યા છે, તેમના આત્માની ઉન્નતિ થવાને આપના જેવા મુનિરાજના સત્સંગની જરૂર છે, એ અલભ્ય લાભ અમને આજે મળ્યો છે તો આજના અમારા દિવસને ધન્ય છે, માટે આપની પવિત્ર વાણીથી અમને **કાંઇ બોધ આપો.**

પછી મુનિ મહારાજે સર્વે શ્રોતાઓને બોધ આપવો શરૂ કીધો. તેમણે **ઘાતીઆં કર્મનું વિવેચન** કર્યું, અને આ **સંસારની અસારતા** સમજાવી. વળી સંસારની માયા, સ્ત્રી, પુરૂષ, દીકરાઓ **સઘળું** ખોટું અને ક્ષણિક છે, આ **સંસારનું** સુખ એ સુખ નથી, પણ તે તો કર્મનો વધારો કરનારૂં **છે,** માણસે **આત્માનાં અનંત સુખનું લક્ષ** રાખવું જોઇએ, સંસારનાં સુખ તો આ નાશવંત દેહનાં છે; પણ **આત્માનું સુખ તો મોક્ષ મેળવવો એ છે,** માટે માણસે મોક્ષ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તથા **કર્મનો ક્ષય કરવો જોઇએ,** અને સંસારમાં રહીને સંપૂર્ણ ધર્મકાર્ય થઈ શકતું નથી, માટે બની શકે તેણે તો સંસાર છોડવો જોઇએ. તે વિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી. કદાચ પૂર્વનાં સત્કર્મોથી આ વખતે કોઇને **રિદ્ધિસિદ્ધિ અને** પુત્ર પરિવારનું

સુખ મળ્યું હશે, પણ આ જન્મમાં સારાં કર્મો ઉપાજન નહિ કરે તો તેના આત્માની અધોગતિ થશે અને ધર્મ કરવાનો આ અમુલ્ય અવતાર એળે ગુમાવશે, વગેરે આ સંસારની અસારતા **ઉપર બહુ બહુ બોધ કર્યો.**

મુનિ મહારાજનું અસરકારક **વ્યાખ્યાન સાંભળી વૃષભ દાસ શેઠને વૈરાગ્ય ઉત્પન્ન થયો** અને વિચાર્યું કે મારે પુત્ર છે અને તેનો પુત્ર પણ થયો. તેમ હજી સુધી મેં સંસારનાં સુખ સિવાય ધર્મનું કાંઇ કાર્ય કર્યું નથી, તો મારી શી ગતિ થશે ? માટે હવે મારે સંસાર ત્યાગ કરવોજ ઉચિત છે, તેથી તેમણે ઉભા થઈ સર્વની સમક્ષ મુનિરાજને કહ્યું કે આ સંસાર ઉપરથી મારો રાગ ઉઠી ગયો છે; અને હવે મને તેમાં જરા પણ પ્રેમ થશે નહિ, તેમ હવે મારી **ઉમર પણ દિક્ષા લેવાને યોગ્ય** છે, માટે મારી ઇચ્છા દિક્ષા લેવાની છે, તો તમે મને તે કાર્યમાં રજા આપશો એવી હું આશા રાખું છું.

આ વાત સાંભળી રાજા પ્રજાએ શેઠને ઘણા વિનવ્યા અને સંસારમાં રહીને ધર્મ કાર્ય કરવાનું સમજાવ્યું, પણ શેઠની દૃઢ ઇચ્છા થયેલી, તેથી કોઇનું ચાલ્યું નહિ. છેવટે શેઠે રાજા પ્રજા તથા કુટુંબી જનોને પોતાના પુત્ર, પુત્રવહુ વગેરેની સંભાળ રાખ વાની ભલામણ કરી અને **મુનિરાજને તેજ વખતે દિક્ષા આ પવા વિનતિ કરી,** આ પ્રમાણે શેઠ વૃષભદાસ દિક્ષા લેવા તેયાર થયા, વળી **જીનમતિને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો** તેથી તેણે વિચાર કર્યો કે મારા પતિ સંસાર ત્યાગ કરે છે તો મારે હવે સંસારમાં શું કામ છે ? માટે હવે હું પણ દિક્ષા લઈ લઉં. તેથી તેણે પણ સૌની સમક્ષ તે વાત જણાવી અને મુનિ મહારાજને

પોતાના પતિની સાથે દિક્ષા આપવા વિનતિ કરી. આ પ્રમાણે મુનિ મહારાજે તે બન્નેનો શુદ્ધ વૈરાગ્ય જોઈ તેમને દિક્ષા આપી, અને શેઠ **વૃષભદાસ દિગંબર જૈન મુનિ**, તથા **શેઠાણી જીનમતિ દિગંબરી જૈન આર્જીકા થયાં.**

એ પ્રમાણે બન્નેએ દિક્ષા લઇ તે ગામ છોડી દરેક સ્થળોમાં ધર્મના બોધ માટે ફરવા માંડયું. અનેક સ્થળોમાં લોકોને ધર્મનો બોધ કર્યો, અને લોકો પણ તેના અસરકારક વ્યાખ્યાનથી ધર્મના શ્રદ્ધાળુ બન્યા. ઘણાં વરસો સુધી નિર્વિઘ્ને દિક્ષા સહીત મુનિધર્મ બરાબર પાળી છેવટે સમાધી સહિત એ બન્ને મરણ પામ્યાં, અને સ્વર્ગમાં જઈ અનંત સુખ ભોગવવા લાગ્યાં.

હવે **સુદર્શન શેઠને** પોતાનાં માબાપે દિક્ષા લીધી તેથી ઘર વ્યવહારની સઘળી ચિંતા તેના ઉપર આવી પડી. આજ સુધી તેને કોઇ જાતની ચિંતા નહોતી, કેમકે સઘળો વ્યવહાર તેના પિતા ચલાવતા હતા અને સુદર્શન તો માત્ર મોજમઝા ભોગવતા હતા, પણ હવે તેને સંસારનો ભાર માથે આવી પડયો. ઘરવ્યવહાર તથા માલમિલ્કતની વ્યવસ્થાની તેને ચિંતા કરવાની જરૂર પડી. પણ સઘળું ધીમે ધીમે સરળ થઇ ગયું, અને સુખ ચેનમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યા, તથા ગામમાં, નાત જાતમાં ને રાજ્યમાં પોતાના બાપના જેવી પ્રતિષ્ટા મેળવી. વળી પોતાના પુત્ર **સુકાન્તને** સર્વ પ્રકારની વિદ્યામાં પારંગત કર્યો અને તે પણ ઘણો ચાલાક હોવાથી દીપી નીકળ્યો.

**સુદર્શન** ઘણો **રૂપાળો** હતો, તે વાત વાંચનારથી અજાણી નથી. વળી તેના રૂપ સાથે ગુણ પણ તેવાજ હતા તથા સર્વે પ્રકારની રિદ્ધિસિદ્ધિનો સ્વામી હતો એટલે એના સુખમાં શી ખામી હોય ! આ સઘળી વાતો આખા શહેરમાં ચાલતી હતી તે સુદર્શનના મિત્ર **ભટ્ટ કપિલાની** વહુએ ઘણા દિવસથી સાંભળી હતી, અને સુદર્શન તેના જોવામાં ઘણી વખત આવ્યો હતો. સ્ત્રીઓ ઘણી ચંચળ હોય છે. તેના મનની વૃત્તિ ડગતાં કાંઇ પણ વાર લાગતી નથી. વળી સ્ત્રીઓ તો માત્ર રૂપ અને પૈસામાંજ મોહ પામે છે. અને કોઈ પણ પુરૂષને તેણે એક વાર પોતાના સપાટામાં લેવા ધાર્યો હોય, તો તે પોતાની વૃત્તિ પાર પાડવામાં કાંઈ પણ બાકી રાખતી નથી, તે પ્રમાણે ભટ્ટ **કપિલાની** વહુએ પણ **સુદર્શનને પોતાના સપાટામાં લેવાનો ઘણા દિવસથી** વિચાર કર્યો હતો. અને તેની સાથે ભોગવિલાસ કરવા તત્પર થઈ હતી, અને તેનું મન આકુળ વ્યાકુળ થઈ રહ્યું હતું, ને તેજ વિચારમાં ફરતી હતી. તેનું મન એવું વિહ્વળ બન્યું હતું કે તેને ઘરમાં કાંઈ કામ સુજતું નહોતું, પોતાના પતિ પ્રત્યે તેને લવલેશ પ્રેમ રહ્યો નહોતો અને સુદર્શન જાણે પોતાના મોં આગળજ ઉભો હોય, તેમ રાત દિવસ તેની છબીમાં નિમગ્ન રહેતી અને તેને **શી રીતે મળવું, તેના ઉપાય શોધ્યા કરતી.**

આપણો **સુદર્શન** તો **પૂર્ણ નીતિવાન** અને **એક પત્નિવ્રત વાળો** છે. તેને આ જગતની બીજી સ્ત્રીઓ પ્રત્યે કશો કુવિચારજ આવતો નથી અને તે કદી ડગે એવો નથી, એટલે ભટ્ટ કપિલાની વહુ જે તેના મિત્રની વહુ છે, તેના પ્રત્યે તો તેની જરા પણ

કુદષ્ટિ થવા સંભવજ નથી. પણ કપિલાની વહુ તે વાત જાણતી નથી. તે તો ગમે તેમ પણ સુદર્શનને પોતાનો યાર બનાવવો એ તેણે નિશ્ચય કર્યો હતો.

સુદર્શનને જોવામાં તેમ તેની સાથે ભોગ ભોગવવાની ઈચ્છામાં જેનું મન તલ્પી રહયું છે, તે કપિલા ભટ્ટની સ્ત્રી એક દિવસ પોતાના આંગણાંમાં ફરતી હતી, તે વખતે સુદર્શન તેના ઘર આગળથી કાંઇ કામ પ્રસગે જતો હતો, તે તેના જોવામાં આવ્યો, તેણે પોતાની સખીઓને તે કોણ છે? એવું પૂછયું, તેથી તેને જણાયું કે. એજ સુદર્શન છે, તેનું અદભૂત સ્વરૂપ જોઈ તે તો દિગ્મુઢજ બની ગઈ.

આ રીતે સુદર્શનને જોયા પછી તે બેભાન જેવી પડી છે, કોઇ કામ સુજતું નથી. શરીરમાં કામ વિકાર વ્યાપી ગયો છે અને અસ્થિર હાલતમાં રહેલી છે, તેવામાં તેની ભરોસાદાર જે સખી હતી, તે આવી પહોંચી. તે સખીને તેણે કહ્યું કે હે સખી, હવે મેં આજ સુદર્શનને નજરે જોયો છે, અને મારાથી તેના વિનાં ઘડી પણ વધારે રહી શકાય તેમ નથી; તે અહિંથી હમણાં આ તરફ ગયા છે, તો તેને ગમે તેમ સમજાવી, ફોસલાવી **છળ ભેદથી પણ અહિં તેડી લાવ,** તો મારૂં મન શાન્ત કરૂં.

પણ પેલી સખી ડાહી હતી, તે સુદર્શનને બરાબર જાણતી હતી; તેથી તેણે તેને કહ્યું કે **અરે ગાંડી સખી!** તું એ શું બોલે છે? **સુદર્શન** તો ઘણોજ **ધર્મચુસ્ત** પુરૂષ છે, નીતિથી ચળે તેવો નથી. વ્યભિચારને ધિક્કારનારો છે, ને **પરસ્ત્રીને માતા**

**સમાન** ગણે તેવો છે, વળી તારો પતિ કપિલો તો તેનો ખાસ મિત્ર છે, તેથી તને તે બ્હેન જેવી ગણે તેમાં શી નવાઈ! માટે એ તારી આશા છોડી દે.

આ સાચી સલાહ તેના મનમાં જરા પણ ઉતરી નહિ. ગરજને અક્કલ હોય નહિ, સ્વાર્થી માણસો પોતાની ધુનમાં ફરે છે. તેને બીજાની વાત જરા પણ મનાતી નથી, પણ ખતા ખાય છે, ત્યારેજ ઠેકાણે આવે છે, તે પ્રમાણે કપિલાની સ્ત્રીની સ્થિતિ હતી, તેણે તેની સખીને કહ્યું કે, આ તારી વાત સાંભળવા હું બિલકુલ રાજી નથી. તે મને કંટક જેવી લાગી છે, અને તું **મારી હિતેચ્છુ હોય અને તેને મારી દયા આવતી હોય, તો મેં કહ્યું તેમ સુદર્શનને અત્રે તેડી લાવ.** તેના વિના હવે હું જીવી શકવાની નથી અને નક્કી મારા દેહનો ત્યાગ કરીશ.

સખી જાણતી હતી, કે આ ઇચ્છામાં તે ફળીભુત થવાની નથી, પણ તેને પોતાની સખીના હુકમને માન આપ્યા વગર ચાલ્યું નહિ તેથી તેણે તેની નજરે નજર ખાતરી કરવા ધાર્યું, તેણે હજુ પણ સમજાવ્યું, પણ **કપિલાની સ્ત્રી એકની બે થઇ નહિ.**

છેવટે તેની સખી સુદર્શનની પાછવાડે ચાલી નીકળી, અને કેટલેક દુર સુદર્શન પોતાના મિત્રો સાથે જતા હતા, તેને બુમ પાડી ઉભા રાખ્યા. સુદર્શન તો એક સ્ત્રીની બુમથી વિચારમાં પડયો કે અહિં મને કોણ બોલાવતું હશે વળી આ તરફ મને કોણ ઓળખતું હશે, પણ તેને બિચારાને ખબર નથી કે આખા નગરમાં સર્વે જનોને તે જાણીતો છે. એટલામાં તેણે એક સ્ત્રીને બુમ પાડતી

જોઇ, તેથી તે ઉભો રહ્યો કે એને મારૂં શું કામ હશે તે જોઉં. તે સખીએ આવી કહ્યું કે તમે ઘણા દિવસ થયા પણ કપિલાની કશી ખબર કાઢી નથી, તે બહુજ બિમાર છે, અને તમને યાદ કરે છે, તેનાથી ઉઠાતું બેસાતું નથી, છતાં આપ તેની ખબર પણ લેતા નથી, પણ તમે મોટા માણસ એટલે ગરીબ મિત્ર શા લેખામાં? પણ શેઠજી! મિત્રની પરીક્ષા દુઃખમાંજ થાય છે.

આવાં **કટુ વચન સાંભળી શેઠને પોતાને ઘણું લાગી આવ્યું**, અને પોતાનો મિત્ર બિમાર છતાં પોતે તેના સમાચાર પણ ન પુછ્યા તેથી ઘણો પસ્તાવો થયો, અને તેની પાસે તુરતજ જવા નિશ્ચય કર્યો.

શેઠે મનમાં આ પ્રમાણે વિચાર કરી, સખીની પાછળ ચાલવા માંડયું. સખીને પૂછ્યું કે મારો મિત્ર કયાં છે ? એટલે સખીએ કહ્યું કે તે તો ઉપર સુતા છે, અને કાંઇક ખાનગી વાતચિત કરવી છે, તો ત્યાં આપને એકલાનેજ બોલાવ્યા છે. તે સાંભળી તેના મિત્રો નીચે બેઠા, અને શેઠ એકલા ઉપર ગયા. બિચારો ભોળો સુદર્શન આ મહા **કપટજાળ**નું લવલેશ પણ અનુમાન કરી શકયો નહિ.

શેઠ ત્રીજે માળે ઉપર ગયા અને જુએ છે, તો એક સારા શોભાયમાન પલંગ ઉપર સુશોભિત બિછાનું બિછાવેલું હતું, અને તેના ઉપર કોઇ સુંદર ચાદર ઓઢી સુતેલું જોયું. શેઠે જાણ્યું કે આ મારો મિત્ર સૂતો છે. એમ જાણી કાંઇ પણ શંકા વગર પલંગ ઉપર જઇ બેઠા અને ઓઢેલી ચાદરનો એક છેડો ધીમેથી ખેંચ્યો

અને બોલ્યા કે અરે ! પ્રિય મિત્ર કપિલા, તુંને શું બિમારી છે, અને કેટલાક દિવસ થયાં દુ:ખ ભોગવે છે? વળી આવો માંદો છતાં તેં આજ સુધી મને ખબર પણ કેમ આપી નહિ? આમ બોલતાં બોલતાં ચાદર ખેંચી; એટલે તુરતજ કપિલાની વહુએ શેઠના પહેરેલા ધોતીઆનો છેડો ખેંચ્યો; પ્રિય વાંચકો અહિં કપિલો શું? અને તેની બિમારી શું! અહિંતો કપટનો ભંડાર કપિલાની સ્ત્રી શેઠને મોહ પાસમાં ફસાવવા આ એક **પ્રપંચ નાટક**નો પહેલો પડદો ઉઘાડે છે. જેવો છેડો ખેંચાયો તેવોજ સુદર્શન તો વિચારમાં પડ્યો કે આ શું? વલી કપિલાની સ્ત્રી તેના જોવામાં આવી એટલે શેઠ ઘણા વિચારમાં પડયા કે આ શું? કાંઇક કપટ જેવું જણાય છે! પણ એટલામાં તો કપિલાની સ્ત્રીએ શેઠને પોતાની છાતી સાથે દબાવી નમ્રતાથી જાણે કાંઇ લાચારી કરતી હોય તેમ કહેવા લાગી કે પ્યારા, મને માફ કરજો. તમારા મિત્રતો આજ કેટલાક દિવસથી બહાર ગામ ગયા છે, પણ આપનાં રૂપ ગુણનાં વખાણ સાંભળી, હું આપના ઉપર મોહાંધ થઇ છું, અને ઘણા દિવસથી આપનું ધ્યાન ધરૂં છું. વળી કેટલાક દિવસ પહેલાં મેં આપને જોયા ત્યારની તો આપના વિચારમાં ને વિચારમાં ફરૂં છું, અને મને બીજું કાંઈ સુજતું નથી. સ્વપ્નમાં પણ તમનેજ જંખતી હતી, અને આપને મળવા આતુરતાથી લાગ શોધતી હતી, તો આજે આ રીતે તમને બોલાવવા પડયા છે, તેથી મને ક્ષમા કરજો અને આ દાસી ઉપર દયા કરી જીવતદાન દેશો. આપ દયાળુ માણસ છો તો મારા જીવને ખાતર મારી માંગણી સ્વીકારશો. મને આપનો

ભરોસો છે, તેથી આપ મને તરછોડશો નહિ, પણ કદાચ તરછોડશો તો જેમ જળ વિના માછલી મરી જાય, તેમ હું ઝુરી ઝુરી મરીશ, અને આ અબળાની હત્યાનું મહાપાપ તમને લાગશે.

આ બધી વિચિત્ર, કદી નહિ સાંભળેલી તેમ નહિ જોયેલી એવી ઓચિંતી વાત સાંભળી સુદર્શન તો ઘણા ઉંડા વિચારમાં પડયો ! દુઃખની હદ આવી રહી, હવે શું કરવું તેના મહા વિચારમાં ગુંચવાયો. આ સ્ત્રીના પંજામાંથી સહીસલામત કેમ છુટવું તે તેને ભયંકર થઇ પડયું, પણ તેને લાગ્યું કે આ શું થાય છે,? હું આ ખરેખર જોઉછું કે મને સ્વપ્નું આવ્યું છે, પણ વાત ખરી છે, સ્વપ્નું નથી. ત્યારે મારે શું કરવું ? તેની ઇચ્છા પ્રમાણે હું કરીશ, તો મારા બ્રહ્મચર્યનો (એક પત્નિવ્રતનો) ભંગ થશે, અને મારો ધર્મ જશે; વળી આ તો મારા મિત્રની સ્ત્રી છે, તો તેની સ્ત્રી મારી બહેન બરાબર છે; વળી તે સઘળાં કરતાં મારા પવિત્ર ધર્મ પ્રમાણે પરસ્ત્રી નરકની ખાણ છે, અને પરસ્ત્રીનો ત્યાગ કરવો એ મૂળ સિદ્ધાંત છે. વળી બીજી તરફ આ સ્ત્રી છે, તેને લાંબો વિચાર કરવાની શક્તિ નથી અને કદાચ મારા તરછોડવાથી તે આપઘાત કરે એ પણ સંભવિત છે. તો તે પણ દુઃખદાયક આફત છે, કેમ કે તેના મરણનું કારણ પણ હુંજ થયો કહેવાઉં. આ પ્રમાણે તેના મનમાં અનેક જાતના તર્ક વિતર્કો થવા લાગ્યા, અને તે તો આકુળ વ્યાકુળ થઇ ગયો. અને પોતાના કર્મનો દોષ ગણવા લાગ્યો. કે મને આ કયા ભવના પાપનું ફળ ભોગવવું પડે છે, કે આવા અઘોર પાપના પંજામાં સપડાયો છું, હવે મારે શું કરવું ? હે દયાળુ

**પ્રભુ** ! તું મને આ પાપના પંજામાંથી બચાવ. છેલ્લે તેને એક યુક્તિ સુઝી આવી. એટલે તેણે કપીલાની સ્ત્રીને કહ્યું કે સાંભળ મને તારી ઘણી દયા આવે છે, પણ મારા દુઃખનો કાંઇ પણ પાર નથી, તે મને તને કહેતાં ઘણી શરમ આવે છે, પણ કહ્યા વગર ચાલે તેમ નથી. **હું તદ્દન નપુંસક છઉં.** બહારથી મોટા રૂપવાળો પણ એ બાબતમાં તદ્દન નાલાયક છું, મારામાં સંસાર સંબંધી કોઇ પ્રકારનો સાર નથી. શેઠે તે સંબંધી તેને સમજાવવા માંડયું.

શેઠની આ નરમાશથી કહેલી હકીકત તેને કાંઇક ખરી લાગી, પણ તે ઘણી નિરાશ થઈ ગઇ, અને તેનો કામ વિકાર નરમ પડયો, એટલે વિચારમાંને વિચારમાં શેઠનો છેડો છોડી દીધો, પછી જાણે એક જન્મકેદીને લાગ મળતાં કેદખાનામાંથી નાશી છૂટે, કે કોઇ માછીની જાળમાં સપડાયેલું માછલું છુટતાં નાશી જાય, તેમ સુદર્શન ત્યાંથી એકદમ નાઠો, અને આ મહા સંકટમાંથી ઉગર્યો, વળી પોતાનું બ્રહ્મચર્ય જળવાયું તેથી પોતે અતિશય આનંદ પામ્યો. અને આપણે પણ આ પ્રસંગે તેને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. જો કે હજી તેને આગળ ઉપર આના કરતાં પણ વધારે વધારે સંકટો આવી પડે છે; પણ પોતાના દૃઢ નિયમને વળગી રહી દરેક વખતે બ્રહ્મચર્યનું પાલન કરે છે જો કે તેવા મહા પુરૂષને ધન્યવાદ આપવા આપણે જરા પણ લાયક નથી. પણ આવે સમયે બ્રહ્મચર્ય પાળતું એ કેટલું વિકટ કામ છે તેનો વિચાર કરતાં સુદર્શનને માટે આપણા મનમાં મોટું માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી; અને વાંચકો પણ સુદર્શનને હજારો ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ.

આ પ્રમાણે ત્યાંથી નીચે ઉતરી પોતાના મિત્રો **સાથે** પોતાને ઘેર આવ્યો અને સુખ ચેનમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યો. તેવામાં વસન્તરૂતુ બેઠેલી હતી, અને રાજા પ્રજા વસન્તરૂતુમાં બહાર ફરવા નીકળે છે, તે પ્રમાણે **એક** દિવસે **ચમ્પાપુરી** નગરીનો રાજા તથા તેની રાણી **અભયમતિ** પોતાની સખીઓ સાથે એક દિવસ પુષ્પરથમાં બેસી બહાર ફરવા નીકળ્યાં હતાં. અને સુદર્શન પણ પોતાની સ્ત્રી મનોરમા તથા પોતાના પુત્રની સાથે રથમાં બેસી ફરતા હતા. એટલામાં રાજાના રથની નજીક ફરતા ફરતા આવી ચઢયા. સુદર્શનની સ્ત્રી મનોરમા પોતાના પુત્રને ખોળામાં લઇ રમાડતી હતી તે ઉપર રાણી અભયમતિની નજર પડી, અને પુત્રનું રૂપ જોઇ પ્રસન્ન થવાથી તેણે પોતાની સખીઓને પૂછયું કે વાહ ! આ કોણ ભાગ્યવાન પુરૂષની સ્ત્રી છે, કે પોતાના ખોળામાં આ રત્ન જેવા પુત્રને લઇને બેઠી છે; ત્યારે તેની એક સખીએ કહ્યું કે મહારાણીજી, તે તો આપણા નગરશેઠ વૃષભદાસના પુત્ર સુદર્શનની સ્ત્રી મનોરમા પોતાના પુત્રને ખોળામાં લઈ બેઠાં છે. તે સાંભળી અભયમતિ ઘણી પ્રસન્ન થઇ અને બોલી કે આ બાઈના અવતારને ધન્ય છે, કે આવા રત્ન સમાન રૂપવાન પુત્રની માતા છે. આ વાત સાંભળી અભયમતિની ઘણી પ્રિય સખી જે કપિલા ભટ્ટની સ્ત્રી છે, અને તેની સાથેજ રથમાં બેઠી હતી, તે ઘણાજ વિચારમાં પડી કે આ શું!શેઠ સુદર્શન તો નપુશક છે, અને આ પુત્ર કયાંથી ? પછી તરતજ તે વાત પોતાની રાણીને પણ કહી, પણ અભયમતિએ કહ્યું કે. અરે તું તો ગાંડી છે. સુદર્શન જેવો સ્વરૂપવાન, પુણ્યશાળી અને ભાગ્યવાન

પુરૂષ આપણા નગરમાં કોઇપણ બીજો નથી, તેમ તેની સ્ત્રી પણ ઘણી ગુણવાન છે, તો આ પુત્ર જોઇને હું ખાત્રીથી કહુંછું કે તે તારી હકીકત કોઈ જૂઠા માણસે ઉડાવી છે, પણ તે જરાએ ખરી નથી.

ત્યારે કપિલાની સ્ત્રીએ પોતાને તેની ખાત્રી હોવાથી અને વળી હજીપણ તે પુરૂષમાં હોયતો પોતાની દુષ્ટ ઇચ્છા હોવાથી તે વાત વધારે ચોળી અને રાણીને કહ્યું કે મેં જાતે તેની પરીક્ષા કરી છે, અને પોતે તેને એકાન્તમાં બોલાવ્યો હતો અને તે વખતે તેણે જાતે એ પ્રમાણે કહ્યું હતું, વગેરે સવિસ્તર રાણીને કહી સંભળાવ્યું.

ત્યારે રાણીએ કહ્યું કે તારા જેવી મૂર્ખ અને ગાંડી બીજી કોઇ હોય નહિ, તે પોતાનો ટેક જાળવવાને તે વખતે તને જૂઠું બોલી ઠગી ચાલ્યો ગયો અને એક સ્ત્રીને એક પુરૂષ છેતરી ગયો. એ તારી કેવી મૂર્ખતા ! વળી જો તારે વધારે ખાત્રી કરવી હોય તો તેનો પુત્ર પણ સુદર્શનના જેવોજ છે. માટે નપુંશક હોવાની વાત તને કહેલી હશે, પણ તે તને છેતરવા માટેજ.

આ સાંભળી કપિલાની સ્ત્રીને ઘણો પસ્તાવો થયો અને ધાર્યો શિકાર હાથમાંથી છટકી ગયો, તેથી મનમાં ઘણો પસ્તાવો થયો પણ હવે તેનું વેર વાળવા તરત રસ્તો શોધી રાણીને કહ્યું કે:—

ઠીક બાઈ, હું તો એક બ્રાહ્મણી તમારી દાસીછું તો મારામાં તો વધારે અકલ ન હોય, અને મૂર્ખ હોઉ તેમાં કાંઈ નવાઈ નથી. પણ આપ તો ઘણા કુશળ છો અને પુરૂષોને વશ કરવામાં ચતુર છો, તો

સુદર્શનને એકવાર હાથમાં લ્યો તો ખરાં, બાકી મોંઢેથી તો ગમે તેમ બોલ્યા કરવું એમાં શું ? પણ સુદર્શન સાથે એકવાર ભોગ વિલાસ કરો, તોજ ખરાં અને તોજ તમારૂં જીવન સફલ થયું ગણાય નહિતો તમે મારા કરતાં પણ વધારે મૂર્ખ છો ! સુદર્શન જેવા પુરૂષ સાથે એકવાર પણ ભોગ ભોગવ્યો નથી તેના જીવતરને ધિક્કાર છે ! આ પ્રમાણે વાતને રસપર ચઢાવી રાણીનું મન વિહ્વલ બનાવ્યું.

**અભયમતિએ** કપિલાની વહુને કહ્યું કે, તું જ્યારે એમજ કહે છે ત્યારે જા, હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે સુદર્શન સાથે એકવાર પણ ભોગ વિલાસ કરૂં તોજ ખરી, નહિ તો મારી જીંદગી વ્યર્થ સમજું છું; અને કદાચ તેમ નહિજ બની શકે તો જીંદગીનો ત્યાગ કરીશ, આ પ્રમાણે દ્દઢ નિશ્ચય જણાવી દીધો. પછી આગળ જઇ જળક્રિડા કીધી અને સર્વ પાછા નગરમાં આવ્યાં, અને સૌ પોત પોતાને ઘેર ગયા, રાણી પણ રાજમહેલમાં ગઇ પણ તેનું મન સુદર્શનમાંજ લાગેલું હતું અને આકુળ વ્યાકુળ હતી, તેવીજ સ્થિતિમાં પોતાની સેજ ઉપર પડી. અને શી રીતે સુદર્શનને સપાટામાં લઉં, તથા કઈ યુક્તિ કામે લગાડું ? પણ કાંઇ નક્કી નિર્ણય કરી શકી નહિ અને અનેક વિચારમાં ગુંચવાવાથી તેનું મગજ ભ્રમિત થયું, એટલે મૂર્છા પામી જમીન ઉપર બેભાન થઈ પડી ગઇ.

રાણીને મૂર્છાગત જોઈ તેની પંડિતા જે ધાવ હતી, તે આવી, તેણે આગતા સ્વાગતા કરી, તથા ગુલાબજળ, અત્તર, વગેરે છાંટી તથા હાથ પગ પંપાળી શાન્ત કરી, અને ધીમે ધીમે રાણી પણ

શુદ્ધીમાં આવી બેઠી થઇ, પછી પૂછયું કે બેટી, તું આજે આટલી બધી વ્યાકુળ કેમ થઇ છે, અને મોંઢા ઉપર આજે આટલી બધી દિલગીરી કેમ જણાય છે ? તે કહે.

અભયમતિએ તેને નમ્રતાપૂર્વક કહ્યું કે મને માતા સમાન તમે છો પણ માફ કરજો. મારાથી કહયા વગર ચાલતું નથી, કે હું આજે વનક્રીડા કરવા ફરવા ગઈ હતી, ત્યારે આપણા નગરના શેઠ સુદર્શન મારા જોવામાં આવ્યા, અને તેમના રૂપથી હું મોહાંધ થઈ છું મને બીજું કશું સૂઝતું નથી અને તેનાજ વિચારમાં ફરૂં છું. વળી જે વખતે મેં તેને જોયો ત્યારની મેં પ્રતિજ્ઞા કરી છે કે તેની સાથે એક વખત પણ મારે ભોગ વિલાસ કરવો, અને તેમ ન બની શકે તો મારે અવશ્ય પ્રાણ ત્યાગ કરવો, વળી જે વખતે મેં આ પ્રતિજ્ઞા લીધી ત્યારે ત્યાં મારી સખી કપિલાની સ્ત્રી પણ હતી, વગેરે હકીકત તેને કહી સંભળાવી અને તેને જરા પણ શરમ આવી નહિ. **कामातुराणां न भयंच लज्जा** એ પ્રમાણે કામાતુરને ભય કે લાજ હોતી નથી. પણ અભય મતિ તેની પાળક માતા જેવી હોવાથી તે તેનું વાસ્તવીક હિત જોતી હતી, તેથી તેણે ઘણો ઠપકો આપ્યો. અને કહ્યું કે અરે ! રાંડ ! વ્યભિચારિણી, તું કોણ છે ? તેનો તો જરા વિચાર કર ? આવી નીચ વાત બોલતાં શરમ આવતી નથી ? વળી તારી ધારણા અને પ્રતિજ્ઞા કદી સફળ પણ થવાની નથી, કેમકે **સુદર્શન તો પૂર્ણ નીતિવાન અને ધર્મચુસ્ત પુરૂષ છે,** વળી **બ્રહ્મચર્યનો પાળનારો ને એક પ્રતિનવ્રતનો ધારણ કરનાર** છે, તે પોતાની સ્ત્રી

સિવાય બીજી સ્ત્રીઓની સામું પણ જોવા ઇચ્છતો નથી તો તે તારી સાથે ભોગ શી રીતે ભોગવશે અને તારી પ્રતિજ્ઞા કેમ રહેશે? માટે તારી હઠ છોડી દે, અને મન સ્થિર કર. બહુજ ઉંડો વિચાર કરી જો. આનું પરિણામ સારૂં આવશે નહિ, માટે તારો વિચાર માંડી વાળ, અને તારા પતિમાંજ પ્રસન્ન રહે.

અભયમતિએ કહ્યું કે તું કહે છે તે ખરૂં હશે, પણ હાલ તે વાત મને જરા પણ ગમતી નથી. અને મારૂં મન તેને મળવા તલપી રહ્યું છે, માટે ગમે તેમ કરી તું મને તેને મેળવી આપ, અને મને નહિ મેળવી આપે, તો હું અવશ્ય પ્રાણ ત્યાગ કરીશ. અરે ગાંડી, તું કાંઇ પણ વિચાર વગર બોલે છે, ? જો આ રાજમહેલ એક કિલ્લા સમાન છે, તેમાં એક કીડી પણ ગુપ્ત રહી આવી શકે તેમ નથી, તો પુરૂષ તો શી રીતે આવે, ? વળી તે પુરૂષને આવવાની પણ ઇચ્છા નહિ અને શી રીતે ગુપચુપ બોલાવવો, તે અશક્ય વાત હોવાથી કદી તારૂં કાર્ય પાર પડે તેમ નથી, આ મહેલને સાત કોટ છે, અને તે સાત દરવાજામાંથી પસાર થયા પછી અહિં આવી શકાય છે. વળી દરેક દરવાજે રાત દિવસ ચોકીદારોનો મજબુત પહેરો છે, તેમાં કોઇ પુરૂષને કોઇ પણ કારણ માટે અહિંઆં લાવવા પરવાનગી નથી, તો સુદર્શન અહિં શી રીતે આવી શકે ! માટે બેટી, તારી ઇચ્છા શી રીતે પૂર્ણ કરૂં ? વળી આ વાત કોઇ પણ રીતે જો રાજાજીના જાણવામાં આવશે, તો તારી અને મારી શી દશા થશે, અને કેટલી ફજેતી થશે, તેનો વિચાર કર, અને આ વાત તારા મનમાંથી કાઢી નાંખ; હાલ તારા સુખમાં શી ખામી છે કે તારે સાધારણ પુરૂષના મોહમાં ફસાવું પડે ?

અભયમતિએ કહ્યું કે તું ભોળી છે તને સ્ત્રીની કળ વિકળની પૂરી માહીતિ નથી, નહિ તો મને આવી શીખામણ આપે નહિ. આવા બનાવો તો ઠેકાણે ઠેકાણે બને છે, અને કદાચ તું બધું જાણુતી પણ હશે, પણ મને ઊંધુંચ-તું સમજાવે છે, પણ તે મારા સમજવામાં જરા પણ આવવાનું નથી, અને તે તો **ભેંસ આગળ ભાગવત** વાંચ્યા જેવું છે. માટે હવે આ બાબતની તજવીજ કર, તોજ તું મારી ખરી હિતેચ્છુ હું ગણીશ, નહિ તો તું મને આજથી દુશ્મન જેવી લાગે છે, કેમકે મને સુદર્શન નહિ મળે તો હું અવશ્ય મરીશ, તે તારે અચૂક માનવું, અને તે પ્રમાણે મારા મોતનું કારણ તુંજ થઇશ, માટે હું કરગરીને કહું છું કે તારે હવેથી ખરા દિવસ આ કાર્યમાં મહેનત કરવી.

તેણે વિચાર કર્યો કે, આ રાણીને સુદર્શનનું રટન લાગ્યું છે, એ વાત નકી છે, તેથી મોઢે સમજાવવાથી કે ડરાવવાથી માનતી નથી અને જીવના જોખમે પણ તે કરવાના વિચારમાં દૃઢ થઇ છે, માટે હવે મારે શું કરવું ? જો તેને મદદ કરૂં, તો અવશ્ય ફજેતી થશે, અને મહા દુઃખ પડશે તથા મરણ પણ થશે, પણ આની "**વિનાશ કાળે વિપરીત બુદ્ધિ**" થઇ છે, તેથી તેને ખરી વાત સમજાતી નથી, વળી **કામદેવને વશ થનારને કોઈ બાબત સુજતી નથી,** તો આ સ્ત્રીને પણ શું સુજે ? હવે જો સુદર્શનને મેળવવામાં રાણીને હું મદદ ન કરૂં તો તેની પણ મારા ઉપર નતરાજી થાય, અથવા તે કદાચ પ્રાણ ત્યાગ કરે, તો પણ મારી ફજેતી થયા વગર રહેવાની નથી, તેથી મને **સુડી વચ્ચે સોપારી** છે અને બન્ને રીતે દુઃખ છે તેથી શું કરવું તે સુજતું નથી, તોપણ

હવે જે થવાનું હશે તે થશે, પણ આ રાણીને એકવાર તો સુદર્શન મેળવી આપું. જે નશીબમાં લખ્યું હશે તે થશે, માટે તે બાબત તજવીજ કરૂં. પછી તેણે અભયમતિને કહ્યું કે ઠીક, તારી ઇચ્છા બહુ છે. તો હું મારી ઈચ્છા નહિ છતાં તારા જીવને ખાતર તને એકવાર ગમે તેમ કરી સુદર્શનને મેળવી આપીશ. હવે તું ગભરાઇશ નહિ, કેમકે હવે હું તે બાબતનીજ તજવીજમાં છું, માટે ચિંતા ન કર અને જીવને સ્થિર કર. રાણીને ઘણો આનંદ થયો અને તેનો ઉપકાર માન્યો, પછી પંડિતા રજા લઇ ઘેર ગઇ ત્યારે **અભયમતિએ** કહ્યું કે હવે મને સુદર્શન વગર એક પળ એક વરસ જેવડી લાગે છે, અને ખાવું પીવું કશુંજ સુજતું નથી, માટે તે બાબતનો વિચાર કરીને જેમ બને તેમ જલદી કરજે, વધારે શું કહું, ? મારો જીવ હવે તારા હાથમાં છે.

એમ કહી એતો તુરત પોતાને ઘેર ગઇ, અને વિચાર કરવા લાગી કે હવે શી યુક્તિથી સુદર્શનને રાજમહેલમાં લઇ જવો કે કોઇને ખબર પડે નહિ. આ કામ કંઈ ઓછું જોખમ ભરેલું નથી. જ્યારે નિર્વિઘ્ને પૂર્ણ થાય, ત્યારે ખરૂં ! જો કદાચ રાજાજી જાણે તો જાનથી મારી નાંખે. વળી દરેક દરવાજા ઉપર પોલીસના ચોકી પહેરા બહુજ સખ્ત છે અને તે પણ રાત અને દિવસના ચોવીસે કલાકમાં એક ઘડી પણ સુનું રહેતું નથી. આમ છતાં તેને કેવી રીતે અહિયાં લઈ આવવો ? વળી એ કંઇ નાની ચીજ નથી કે કપડાંમાં વીંટાળી બગલમાં દબાવી લઈ અવાય, આતો આખા માણસને લઈ આવવાનો છે, માટે એને શી રીતે લાવવો ? એને જાહેર રીતે તો લઇ જવાય નહિ, ત્યારે છૂપાવીને પણ શી રીતે લઈ

જવો. ? આમ વિચારમાં અને વિચારમાં એનું મન ફિકરમય થવા લાગ્યું કે હવે મારે શી યુક્તિ કરવી કે કાર્ય સફળ થાય.

આવી રીતે વિચારના વમળમાં ગોથાં ખાતાં ખાતાં એક વિચાર એને સુજી આવ્યો, તે કરવા માટે એ તરત તૈયાર થઈ અને કુંભારવાડે જઇને કુંભારને કહ્યું કે મહારાણીજીને માટે પુજામાં **પુરૂષનાં આકારનાં સાત પુતળાં**ની જરૂર છે; માટે તું મને આજે ને આજે બનાવી આપ કેમકે કાલે આસો સુદ ૧ થવાની છે. માટે કાલથી પુંજામાં જોઇશે, એના વગર ચાલે એમ નથી; માટે તરત બનાવી આપ !

કુંભારે હુકમ સાંભળી તરત જવાબ દીધો કે વારૂ બાઈ સાહેબ, જ્યારે જોઈએ ત્યારે મંગાવી લેજો.

પ્યારા વાંચકવૃંદો જ્યાં મહારાણીનું નામ અને તાકિદનો હુકમ એટલે પછી એમાં વાર શાની ! કામી પુરૂષ યા સ્ત્રી કોઇ પણ રીતનો વિચાર કરતાં નથી અને પોતાના જાનને નુકશાન થાય તેની પણ દરકાર નહિ રાખતાં - પોતાનું ધારેલું કામ કરવાજ તત્પર રહે છે.

ધાવ કુંભારને હુકમ આપીં તરત ઘેર આવી અને યોગ્ય શણગાર સજી રાજમહેલમાં અભયમતિ પાસે ગઇ અને તેને કહ્યું કે સુદર્શનને લાવવાની યુક્તિ કરવા માંડી છે, પણ નવ દિવસની વાર લાગશે માટે ગભરાશો નહિ.

આ વાત સાંભળી જેવી રીતે વાંઝીયાને પુત્ર થયાની કોઇ વધાઈ આપે અને આનંદ થાય તેમ અભયમતિ એકદમ આનંદમાં

આવી જઈ કહેવા લાગી કે મને હવે ગભરાવાનું કારણ હોયજ ક્યાંથી? જ્યારથી મેં તમને કહ્યું, અને તમે તે કામ માથે લીધું તેજ વખતથી મને તો ખાત્રીજ છે, કારણકે આપના જેવા હોંશીઆર અને બાહોશ માણસ આ દુનિયામાં બીજાં ભાગ્યેજ હશે? પણ જોજો, બહુ લાંબા દિવસ થાય નહિ અને કોઇને ખબર પડે નહિ એમ ચોક્કસ સંભાળ રાખજો.

વારૂ પુત્રી, તારે મને એમાં કંઈ પણ કહેવા જેવું નથી તું તારે બેફીકર રહે, હાલ હું રજા લઉંછું, એમ કહી એતો રાજમહેલમાંથી પોતાને ઘેર ગઇ, અને સાંજ પડવાની રાહ જોઇને બેઠી. જ્યારે સાંજ પડી એટલે શણગાર સજીને તૈયાર થઈ, અને સવારે જે કુંભારને ત્યાં હુકમ આપી આવી હતી ત્યાં ગઇ અને તેને કહ્યું કે અલ્યા કુંભાર, સવારના હુકમ મુજબનાં પુતળાં તૈયાર કીધાં છે કે કેમ ?

કુંભારે કહ્યું કે બાઇ સાહેબ ક્યારનાં તૈયાર કરી રાખ્યાં છે; અને તમારી રાહ જોઈ બેઠો છું, વારૂ ઠીક છે. એમાંથી હાલ મને એક પુતળું આપ અને બાકીનાં તારે ત્યાંજ રહેવા દેજે, અને મારા સિવાય બીજું કોઇ લેવા આવે, તેને આપતો નહિ તથા આ સંબંધી કોઇને કાંઈ પણ વાત કરતો નહિ.

કુંભારે કહ્યું વારૂ બાઇ સાહેબ, મારે કોઇને વાત કરવાની શી જરૂર છે ? તેમજ આપના કહ્યા મુજબ તમારા સિવાય બીજા કોઇને આપીશ પણ નહિ. એમ કહી કુંભારે એક પુતળું લાવીને આપ્યું.

કુંભારે એને પુતળું આપ્યું કે તુરત તે લઇ પોતાની ખાંધ ઉપર મૂકી રાજ મહેલમાં અભયમતિના મહેલ તરફ ચાલવા માંડયું. જેવી પોળ આગળ આવી કે તરતજ ચોકીદારે એને પુછયું કે "અ એ તું કૌન હૈ, ખડી રહે, અભી ઇતની રાતકું કીધર જાતી હૈ. વગેરે કેટલાક શબ્દો કહી દ્વારપાળે એને રોકી અને કહ્યું કે "દીવા બત્તી પીછેસે કીસીકું જાને દેનેકા હુકમ નહી હૈ, ઇસિસે પીછી ચલીજા. યદિ કામ હોવે તો સબેરકું આના."

એટલે ધાવે દ્વારપાળને કહ્યું કે "બેઠ બેઠ તુમ કયા સમજતે હો? કયા મેરે બાસ્તે બી રજા નહીં હૈ"

દ્વારપાલે કહ્યું કે અચ્છા. કોઇબી હોવે પરંતુ અબી કીસીકું બીજા દેનેકી રજા નહિ હૈ, ઇસસેં પીછી ચલીજા. યદિ તેરેકું જાનેકી બહોત જરૂર હોવેતો રાજાજીકે પાસ જાકે રજા ચીઠ્ઠી લેકર આના, તબ તેરેકું જાને દઉંગા.

દ્વારપાળનાં આ વચનો સાંભળી તેને બીલ્કુલ ન ગણકારતાં એકદમ આગળ ધસવા માંડયું એટલે દ્વારપાળે હાથ પકડી પાછી હઠાવી. જેવો દ્વારપાળે હાથ પકડયો એટલે એતો તરત પડી જવાનો ઢોંગ કરી જમીન ઉપર ખાંધ ઉપરનું પુતળું નાંખી દઈ પડી ગઇ તેથી એ પુતળું તરત ભાંગી ગયું, એટલે એણે તો મહા રૂદન કરવા માંડયું કે અરે! હાય હાય, તેં આ શું કીધું? હમણાં મહારાણીએ કામદેવની પુજા માંડી છે. અને આજે તેમણે ઉપવાસ કીધો છે; માટે હું મુર્તિ તરીકે પુજવા આ પુતળું લઇ જતી હતી. કેમકે એ પુતળાંની પુજા આખી રાત જાગરણ કરી કરવાનો નિયમ છે તે

માં તેં મને ધક્કો મારી પાડી નાંખી પુતળું ભાંગી નંખાવ્યું, પણ ઠીક છે; સવાર થવા દે અને મને મહારાણીજીને કહેવા દે પછી તારી શું દુર્દશા થાય છે તે તું જોજે. તારા બધા કુટુંબનો નાશ કરાવીશ, એમ તારા મનમાં તું નક્કી સમજજે. આવી રીતનાં દ્વારપાળને ઘણાંક ધમકીનાં વચનો કહ્યાં.

એના કહેવાથી દ્વારપાળ મનમાં બહુજ ચમકયો. બિચારો દ્વારપાળ એ પાપીની કપટ જાળમાં શું જાણે? એટલે એ બિચારો વિચાર કરવા લાગ્યો કે કદાચ જો આ વાત સાચી હશે તો, હવે મારી કેવી દુર્દશા થશે માટે લાવ એને સમજાવું. એમ મનમાં વિચારી તેણીને નમી પડી કહેવા લાગ્યો કે હે માજી, મારી ભુલ થઇ છે. માટે માફ કરો. કોઇ દીવસ પણ હવે પછી હું તમને રોકીશ નહિ; એમ કહી કાલાવાલા કરવા લાગ્યો; પણ કહેવત છે કે **"ખેંચ પકડ મુઝે જોર આતાહે"** તેમ એ બિચારે જેમ જેમ વધારે કાલાવાલા કરવા માંડયા તેમ તેમ તે વધારે રૂદન કરવા લાગી. અને વધુ બીક બતાવવા લાગી. અને કહયું કે હવે હું તને છોડીશ નહિ. આમ એના કહેવાથી દ્વારપાળ બહુજ ગભરાયો અને કહેવા લાગ્યો કે હે માજી, આ તારા સેવકને થયેલી ભુલ માફ કર અને કોઇપણ રસ્તે બચાવ, આજથી હું પ્રતિજ્ઞા લઈ કહુંછું કે, આજપછી કોઇ પણ દિવસ હું તમને રોકીશ નહિ માટે માફ કરો.

આ સાંભળી એ ધાવે કહ્યું કે ચાલ, ઠીક છે. આ વખત તો હું તને માફ કરૂં છું, પણ કોઇવાર ફરીથી આવી ભૂલ કરતો નહિ. આવું દ્વારપાળને કહી એતો ખુશી થઇ પોતાને ઘેર ગઇ, અને પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, એક દ્વારપાળને તો

વશ કીધો, પણ હવે છ બાકી રહયા છે, તો તેને પણ આ યુક્તિ મુજબજ વશ કરૂં તોજ મારૂં કામ સિદ્ધ થશે. એમ ધારી એ પાછી બીજે દિવસે સાંજ પડી એટલે વળી આગલા દિવસ ની માફક કુંભારને ત્યાં જઈ ખાંધ ઉપર પુતળું લઇ બીજે દરવાજે ગઇ અને તે દ્વારપાળને પણ આગલા દિવસની માફક છળ કરી ધાક આપીને વશ કરી લીધો. એવી રીતે સાતે દરવાનને વશ કરી લીધા અને બધા પાસે કબુલ કરાવી લીધું કે હવે તને અમે કોઇ પણ દિવસ રોકીશું નહિ. આમ કબુલ કરાવી આઠમે દિવસે એ પાપી ચંડાલણી એનું ધારેલું કામ સિદ્ધ કરવા **સુદર્શનને** લેવા ચાલી.

એ ધાવ જે દિવસે સુદર્શનને લેવા ગઇ તે દિવસે **આઠેમ** હોવાથી આપણી વાર્તાના નાયક સુદર્શનને **ઉપવાસ** હતો; જેથી તે સુર્યાસ્ત થયા બાદ **સ્મશાન ભૂમિમાં** જઇ પ્રતિમાયોગ ધારણ કરી **સમાધિમાં** બેઠો હતો, એવી ખબર એ ધાવને સુદર્શનના ઘર આગળથી મળી. એટલે એતો તરત સ્મશાન ભૂમિ તરફ ચાલી અને ત્યાં જઈ જુવે છે તો **શેઠ** તો ધ્યાનમાં બેઠેલા છે. ત્યાં તેને જોઇ કહેવા લાગી કે **શેઠજી** આપે આ શું કરવા માંડયું છે? આપ જેવા **શેઠીઆઓને** તો રંગભોગમાં દિવસ નિર્ગમન કરવા જોઇએ. આપને હું આજે એક ખુશ ખબર કહેવા આવી છું અને તે એ છે કે આ દુનિયામાં આપનુંજ જીવિત ધન્ય છે, એમ હું સમજું છું. કારણકે આપના ઉપર **મહારાણી અભયમતિ** આશક (મોહાંધ) થઇ છે, માટે મને આપને તેડવા સારૂ મોકલી છે, તો મારી સાથે પધારો અને **મહારાણીજીનું** મન શાન્ત કરી ભોગવિલાસ કરો. અને સુખ ચેનમાં રાત્રિ વ્યતિત કરો. શેઠજી આ સંસારમાં જે

મોજ શોખ કીધો, તેજ આપણો છે. ધન દોલત માલ ખજાનો કંઇ પણ આપની સાથે આવવાનું નથી માટે ચાલો, આવું કોનું ધન ભાગ્ય હોય કે આવું સુખ મળે? કેમકે એકતો રાજાની રાણી તેમાં વળી જે રાજાની ખુદ માનીતી પટરાણી તેજ આપના ઉપર મોહાંધ થઇ છે એટલે તેમાં જોવાનું શું! જ્યાં તમારે એની સાથે પ્રીતિ થઇ કે આખા રાજ્ય મંડળમાં આપના માનમાં વધારો થશે. આમ શરીરને કષ્ટ આપવાથી શું થવાનું છે ? એવી રીતનાં અનેક પ્રકારનાં મોહ ઉપજાવનારાં વચનો શેઠને કહ્યાં પણ તે પૈકી એક પણ જવાબ શેઠ તરફથી નહિ મળતાં શેઠ પોતાના ધ્યાનમાં જે સ્થિતિમાં બેઠેલા તેની તેજ સ્થિતિમાં પોતાના **ધ્યાનમાંથી બીલકુલ ચલિત નહિ થતાં દૃઢ મને બેસી રહ્યા.** જ્યારે આ સ્થિતિ પાપી ચંડાલણીએ જોઇ અને કોઇ પણ રીતનો જવાબ મળ્યો નહિ ત્યારે એ પાપીણીએ એમને (સુદર્શનને) ત્યાંથી ઉંચકી લઇ પોતાની ખાંધ ઉપર મુકી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં રાજ્ય મહેલના દરવાજા આગળ આવી પણ દ્વારપાળે એને રોકી નહિ. રોકે કયાંથી ? એ પાપી ચંડાળણીએ પોતાની કપટજાળ પાથરી આગળથી બધાને વશ કરી લીધા હતા. પણ એના કરેલા કાર્યનો બદલો એને કેવો મળે છે તે આગળ ઉપર માલુમ પડશે. **પાપી માણસો જ્યારે કામ કરવા તૈયાર થાય છે, ત્યારે ખરા ખોટાનો શું બદલો મળવાનો છે, તેનો જરા પણ ખ્યાલ કરતા નથી.** તેમજ અંહિયાં પણ વિચાર નહિ કરતાં બધાને વશ કરી લીધા છે એટલે રોકાણ તો થાયજ કયાંથી ? છેવટે એતો દરવાજા આગળ થઇ રાજ્ય મહેલમાં ગઇ અને જ્યાં અભયમતિનું સુવાનું બીછાનું હતું, તેના ઉપર સુદર્શનને લઇ જઇ મુકી દીધો અને „અભયમતિને કહયું કે લે, આ

તારા મનના માનેલા તારા દીલના ચોર સુદર્શનને તારા કહેવા મુજબ લાવી છું. હવે તું જાણે અને તારૂં કામ જાણે. મારે કેટલાં વીઘ્ન શહન કરવાં પડયાં તે મારૂં મન જાણે છે! તારે શું ?

આ સાંભળી અભયમતિ અત્યંત આનંદ પામી અને ખુશી થઈ, કારણકે જ્યારથી એ સુદર્શન ઉપર મોહ પામી હતી ત્યારથી એક ઘડી એને એક વરસ જેવી લાગતી હતી, એટલે એને મનતો આજનો દિવસ અત્યંત આનંદમય હતો. જાણે આજના જેવો દિવસતો એની આખી જીંદગીમાં કોઇ દિવસ ઉગ્યોજ ન હતો ! કારણ કે જેને માટે એ પ્રાણ આપવા તૈયાર થઈ હતી તેજ મનનો માનેલો યાર એને મલ્યો અને તે વળી રૂબરૂમાં આવ્યો એટલે એના આનંદનો પાર શું રહે, તેનો વિચાર કરવા મારા વાંચકવૃંદોનેજ સોપું છું.

હવે અભયમતિ સુદર્શન શેઠને કહેવા લાગી કે હે પ્યારા, ઘણા દિવસની આપના પ્રેમની પ્યાસી, વિયોગી બાળા, આપને વન ક્રીડામાં જેયા ત્યારની મોહાંધ થઈ છું, અને ત્યારથીજ મારૂં જીવન આપનામાંજ પરોવાયું છે. એક ઘડી પણ આપના સિવાય એક વરશ જેવી લાગતી હતી અને આપના સિવાય મને ખાવા પીવા તથા ઓઢવા પહેરવાનું પણ ગમતું હતું નહિ, વળી રાત અને દિવશ મને ખાવા આવતા હોય એમ લાગતું હતું, જેથી મારી બધી હકીકત મેં મારી આ વિશ્વાસુ ધાવને કહી અને તમને બોલાવી લાવવા કહ્યું તો એણે પ્રથમ ના પાડી, પણ જ્યારે મેં એને કહ્યું કે જો કદાચ તું એ શેઠને મારી પાસે નહિ લાવી આપશે તો મારો જાન જશે, જેથી એણે અત્યંત મહેનત લઇ આપને મારી પાસે તેડી લાવી,

મારા દુઃખનો નાશ કરી મારા મનની ઇચ્છા પૂર્ણ કીધી છે, માટે શેઠજી, ઉઠો અને મારી મનોકામના પૂર્ણ કરી આ બળતી વિયોગી બાળાને દુઃખ દરીયાના સમુદ્રમાંથી બહાર કાઢી આ બળતા દિલમાં બળતી અગ્નિને શાન્ત કરો અને પ્રેમદાન આપો. એ રીતે અનેક પ્રકારનાં પ્રેમરસનાં ભરેલાં વાકયો અભયમતિએ ઉપરાછાપરી સુદર્શનને કહેવા માંડયાં, પણ શેઠજીએ એક પણ જવાબ દીધો નહિ અને વિના બોલ્યે ચાલ્યે પોતે દઢ મને પોતાના ધ્યાનમાંજ બેસી રહ્યા. આમ છતાં એટલાથી નહિ કંટાળતાં અભયમતિએ ફરી પાછા કાલાવાલાનાં વચનો કહેવાં શરૂ કીધાં, પણ શેઠજીને મનતો જાણે કંઇજ નથી. એમ એતો પોતે મેરૂ સમાન જડરૂપ થઇને બેઠા તેજ બેઠા. નહિ બોલવું કે નહિ ચાલવું, નહિ લેવા કે નહિ દેવા. જેવી રીતે ધાવે લાવી બેસાડયા છે તેને તેજ સ્થિતિમાં બેસી રહ્યા છે.

ઘણું ઘણું સમજાવ્યા છતાં કોઇપણ રીતનો જવાબ મળ્યો નહિ, ત્યારે આખરે અભયમતિએ નિરાશ થઇ પોતાની ધાવને કહ્યું કે આતો એક જડરૂપ છે માટે એને અહીંયાથી લઇજા અને સ્મશાનભૂમિમાં જે જગ્યાથી તું એને ઉંચકી લાવી હોય ત્યાં મુકી આવ. આને હવે શું કરૂં અને કેવી રીતે સમજાવું. એક અક્ષર પણ બોલતો નથી માટે લઇ જા.

આ સાંભળી ધાવે કહ્યું કે વારૂ; ઠીક છે મુકી આવું છું, એમ કહી બહાર ઝરૂખામાં જઇ જુવે છે તો સવાર થઇ ગઇ છે, જેથી સૂર્ય નારાયણે પોતાનાં કીરણો ઝળકાવી દઇ પોતાની કળા પસારી દીધી હતી, તેથી એતો એકદમ ગભરાઇ જઇ અંદર આવી અભયમતિને કહેવા

લાગી કે બાઈ સાહેબ, અજવાળું થઇ ગયું છે; માટે હવે હું એને કેવી રીતે અહિંયાથી લઇ જઇ મુકી આવું? આ સાંભળી અભય-મતિ પણ ઘણીજ ગભરાવા લાગી અને કહેવા લાગી કે હાયહાય, હવે શું કરવું? હવેતો આપણે બંને ખરેખરાં ફસાયા છીએ. રાજાજી જાણુશે તો હવે આપણુ બંનેને જાનથી મારી નાંખશે, માટે હે માજી, કોઇપણુ રીતની હવે એવી યુક્તિ શોધી કાઢો કે આપણા જાન બચે અને દુનિયામાં થતી ફજેતીમાંથી મુક્ત થઇએ.

આવી રીતે એતો બંને જણાં અત્યંત ગભરાટમાં પડી ગયાં. પ્રિય વાંચકવૃંદો પહેલાં માણસો આવાં નીચ કામ કરતાં જરાપણુ વિચાર કરતાં નથી અને પછી પાછળથી આવી રીતે ફસાવાનો વખત (કરેલા કર્મનું ફળ ભોગવવાનો વખત) આવે ત્યારે ગભરાય છે, પણ એટલાથીજ કંઇ એનો અંત આવતો નથી, હવે અભય-મતિની શી શી ફજેતી થાય છે અને કેટલા કેટલાઓને એ પાપીણી દુઃખમાં નાંખે છે તે હવે આગળ આવશે.

જ્યારે અભયમતિ વધારે ગભરાવા લાગી ત્યારે એની ધાવે એને કહ્યું કે હવે શું કરૂં? અજવાળું થઇ ગયું છે. માટે એને હવે હું કેવી રીતે લઇ જાઉં, અને કયાં રાખું? મેં તને પ્રથમ ઘણુંએ સમજાવી હતી કે આવું પાપ કર્મ ન કર છતાં **તું એકદમ કામદેવના પંજામાં ફસાઇ પડી, અને મારૂં કહેવું માન્યું નહિ, તો હવે તેનાં ફળ ચાખવાનો વખત આવ્યો છે; તે ભોગવ.**

આ સાંભળી અભયમતિ તો એટલી બધી ગભરાઇ ગઇ કે ધાવને પગે પડી કહેવા લાગી કે માજી, આ વખતે હવે તું કોઇ પણુ

રીતે બચાવ, ફરીથી આવું કામ હું કોઇ પણ વખતે કરવાની ઇચ્છા પણ કરીશ નહિ. અરે ! આ પાપીએ મને નિરાશ કરી અને મારી **ફજેતી** પણ કરશે.

આમ બંને જણાં અત્યંત ગભરાટમાં પડી ગયાં, તેમને કોઈ પણ બચવાનો રસ્તો સુઝતો નથી, આમ કરતાં કરતાં થોડો વખત થયો એટલે ધાવે અભયમતિને કહ્યું કે ગભરાઇશ નહિ મને એક રસ્તો સુઝી આવ્યો છે કે તું **સ્ત્રીચરિત્ર** કર અને સુદર્શનને ફસાવ. એને ફસાવ્યા સિવાય હવે બીજો કોઇ રસ્તો રહ્યો નથી. માટે હવે તો તું એનેજ ગળે પડ. રાણીને સુદર્શન ઉપર સંપૂર્ણ દાઝ થઇ હતી, તેથી તે તરતજ ઉઠી અને પોતાના જે બીછાના ઉપર સુદર્શનને બેસાડયા હતા તેજ બીછાના ઉપર સુદર્શનને ઉભા કીધા, અને પોતે (અભય-મતિએ) પોતાનાજ હાથે પોતાના ગાલ ઉપર તથા શરીર ઉપર નખના ઘા (નખોરીયા) કીધા. ચોળી પહેરેલી હતી તે ફાડી નાંખીને ગળાનો હાર તોડી નાંખ્યો, માથાના વાળ વીખેરી નાંખ્યા, મોટે અવાજે રડવા લાગી, અને બૂમ પાડી કહેવા લાગી કે, "**અરે હાય હાય મારૂં શીળવ્રત ભાગી નાંખી આ પાપી બદમાસ સુદર્શન મારી લાજ લૂટવા તૈયાર થયો છે ! હાય હાય ! હું અબળા જાતિ હવે શું કરૂં ? કોઈ દોડારે દોડો અને મને આ પાપીના પંજામાંથી બચાવો.**" આવી રીતનાં અનેક પ્રકારનાં ઘણાં ઘણાં તિરસ્કારનાં વચનોની બૂમો પાડી અને એવાજ કઠોર ઉદ્ગાર સાથે રૂદન કરવા લાગી. બંધુઓ ! સ્ત્રી કેટલી સબળ છે ? અને કપટજાળમાં કેટલી પરિપૂર્ણ છે ? તે જુઓ. આ રૂદનનો પોકાર સાંભળી નીચે પહેરો ભરતા દરવાનોમાંનો એક દરવાન રાજ કચેરીમાં દોડી

ગયો અને ત્યાં જઇ મહારાજને કહેવા લાગ્યો કે હે મહારાજા આજે રાજ મહેલમાં કંઇ ઉત્પાત થયો હોય એમ જણાય છે. મહારાણીજી અત્યંત રૂદન કરે છે; તથા રૂદન કરતાં કરતાં કહે છે કે આ પાપી બદમાસ સુદર્શન રાજમહેલમાં કોણ જાણે ક્યાંથી ચઢી જઇ મારી લાજ લુટવા તૈયાર થયો છે. માટે કોઈ દોડોરે દોડો અને મને આ પાપીના પંજામાંથી છોડાવો. આવી રીતે અભયમતિ મહારાણીજી બૂમો પાડીને રડે છે. માટે હવે આપનો શો હુકમ છે? તે ફરમાવો.

રાજા આ વાત સાંભળી અત્યંત ક્રોધાયમાન થઈ ગયો અને બોલવા લાગ્યો કે અરે પાપી બદમાસ સુદર્શન! તને જરા લાજ કે શરમ ન આવી? કે સિંહના મોંમાં હાથ ઘાલ્યો. અરે! સાંપને દરમાંથી સુતેલો છંછેડી જગાડયો! અરે દુષ્ટ! હું તને આજ સુધી ખરો સત્યવાદિ અને ધર્માત્મા તરીકે જાણતો હતો, પણ હે પાપી બદમાસ તારા અંદરના ગુણો આજે ઉઘાડા પડયા, અને ખરી સ્થિતિમાં તું આજે બહાર આવ્યો છે; માટે હવે તું નક્કી સમજજે કે તારૂં હવે આવી બન્યું છે. કહેવત છે કે **"ગાય મરવાની થાય ત્યારે ઢેડવાડે જાય" તે મુજબ તેં કીધું છે.** માટે તારાં કર્મનાં ફલ તને ચખાડવાંજ જોઇએ? આવી રીતે રાજાએ એકદમ ક્રોધના આવેશમાં ઉન્મત્ત રીતે વગર વિચારે બુમ મારી હુકમ કીધો કે જે કોઈ નોકર હાજર હોય તે રાજ મહેલમાં જાઓ અને પાપી બદમાસ **સુદર્શનને સ્મશાન ભૂમિમાં લઇ જઇ ત્યાં શિરચ્છેદન** કરી એ પાપી દુષ્ટને મારી નાંખો. આવા રાજા રાજ ચલાવવાને કેટલા નાલાયક છે! બીજી તરફની કાંઇ પણ હકીકત સાંભળ્યા વગર ફાંસીની પણ સજા કરવામાં વિચાર કર્યો નહિ અને વગર વિચારે ક્રોધના આવેશમાં એક સ્ત્રીના

ભરોસા ઉપર રહી કેવું પાપનું અઘોર કર્ત્તવ્ય કરવા તૈયાર થયો છે! જરા પણ વિચાર કરતો નથી, અને તદન વગર વિચારનું કામ કરે છે, સ્ત્રીચરિત્રને જાણે જાણતોજ નહિ હોય, એવા રૂપમાં બીચારા નીરપરાધી ધર્માત્મા અખંડ બ્રહ્મચર્યને પાળનાર, સુદર્શનને મારી નાંખવાનો હુકમ કીધો, કેટલો બધો અન્યાય! એક સ્ત્રી કેવો ક્રોધ કરાવે છે તેનો પ્રત્યક્ષ દાખલો આ નજરે જોવા જેવો છે માટે ક્રોધ ન કરવો. એ દરેક માણસનું કર્તવ્ય છે. તથા સ્ત્રીના કહેવાનો જરા પણ વિશ્વાસ રાખવો નહિ, અને સાહસ કરતાં પહેલાં બહુજ ઉંડો વીચાર કરી ખરા ખોટાની તપાસ કરીનેજ કામ કરવું, નહિ તો આ રાજાની માફક તદન અન્યાયને રસ્તે દોરાવું પડશે, એ નકી સમજવું, પણ આ દુનિયાની કહેવત છે કે **આખરે સત્યનો જય અને પાપનો ક્ષય** માટે રાજાને પણ પાછળથી પસ્તાવો થશે, તે જેમ આગળ વાંચતા જશો તેમ માલમ પડશે. જેવો રાજાનો હુકમ થયો કે તરતજ નોકરો દોડી આવ્યા અને બિચારા નીરપરાધી સુદર્શન શેઠની ચોટલી પકડી ખેંચી જવા લાગ્યા, અને **સ્મશાનભૂમિમાં લઈ ગયા**, પછી ત્યાં ઉભા રાખી **શિરચ્છેદન** કરવા સારૂ તલવાર ઉગામીને જેવી શેઠના ગળા ઉપર મારવા જાય છે અને **તલવાર જેવી ગળા ઉપર પડી તેવી તરતજ તે તલવાર ફુલનો હાર થઇ શેઠના ગળામાં પડયો.** અહાહા! સત્યનો શું પ્રભાવ! શું! સત્યને માટે રાજાને ત્યાં ન્યાય નહોતો, પરંતુ શું પરમાત્માને ત્યાં પણ નહોતો! હતોજ. શા માટે ન હોય, ભાઇઓ આતો એક સત્યનીજ કસોટી થાય છે કે સુદર્શન પોતાના દૃઢ મને શીળવ્રત પાળે છે કે લોકોને દેખાડવાનેજ માટે છે; પણ આતો પોતે સત્યને માટે જડ રૂપ થઈ બેઠેલા છે તેનું

રક્ષણ શા માટે ના કરે ? તે મારા વાંચક વૃંદોનેજ સોંપુછું. આટલા દુઃખને લાલચમાંથી બચી મરણ આવે ત્યાં સુધી પોતાની ટેક પાળવી, એ કેટલું મુસ્કેલ છે તેનો વિચાર કરો. આટલાથીજ પ્રથમ મોકલેલા મારાઓનું મન શાંત થયું નહિ, પણ એ લોકો પોતાની પાસે જે બીજાં હથિયારો હતાં તે લઇ મારવા તત્પર થયા, પણ તે બધા હથિયારો ઉપાડી જેવા મારવા જાય છે, તેવાંજ તે **બધાં હથિયારો પોતાના સત્યજૈન ધર્મ અને બ્રહ્મચર્ય વૃતના પ્રભાવે બધાં ફુલનો ઢગલો થઇ શેઠના આગળ પડયાં.** આ બધો બનાવ અહિયાં સ્મશાન ભૂમિમાં બને છે પણ ઇંદ્રપૂરી (કૈલાસ) માંતો ઇંદ્રરાજાનું ઇંદ્રાસન કંપાયમાન થવા લાગ્યું અને ત્યાં પણ ખળભળાટ થવા લાગ્યો કે અરે! આજે મૃત્યુલોકમાં આવો શો ઉત્પાત થાય છે કે ઇંદ્રાસન કંપે છે ? આમ ધારી દેવ લોકો વિચારમાં પડયા, પછી તેમને માલૂમ પડયું કે મૃત્યુ લોકમાં કોઇ સાધુ પુરૂષ ઉપર રાજા એકદમ ઉપસર્ગ કરે છે; માટે રક્ષા કરવી જોઇએ. એમ ધારી ત્યાંથી તે માટે એક યક્ષને મોકલવામાં આવ્યો. તેણે આવી જોયું તો રાજાના નોકરો સુદર્શન શેઠ ઉપર હથિયારોનો પ્રહાર કરી રહ્યા છે. આ જોઇ એના પુણ્યના પ્રભાવથી રાજાના નોકરો જ્યાં ઉભા રહી. હથિયાર પકડી હાથ ઉંચા કરી સુદર્શનને મારવા જતા હતા, તેવાજ તે બધા **જ્યાં ને ત્યાં જેવી સ્થિતીમાં ઉભેલા હતા અને હાથમાં હથિયાર રાખી હાથ ઉંચા કરેલા તેને તેજ સ્થિતિમાં સ્તબ્ધ થઇ ગયા.**

આ વાત રાજાએ સાંભળી એટલે તો અત્યંત ક્રોધાયમાન થયો અને કહેવા લાગ્યો કે આતો પાપી બદમાસ સુદર્શને એના

મંત્રના પ્રભાવથી માણસોને સ્તબ્ધ કરી દીધા છે. અરે પાપી ! હજુ પણ તું તારી હરામખોરી છોડતો નથી, પણ યાદ રાખ કે મારી પાસે કંઈ માણસોનો ટોટો નથી, હમણાંજ બીજા માણસોને તને મારવા મોકલુંછું, ગભરાઇશ નહિ, હવે હું તને જીવતો છોડનાર નથી, એતો તું તારા મનમાં નક્કી સમજજે.

રાજાએ તરતજ સેનાધિપતિને હુકમ કર્યો કે આપણા યોદ્ધાઓમાંથી સારા સારા જોઇને એક પચીશ યોદ્ધાઓને પાપી સુદર્શનને મારી નાંખવા સ્મશાનભૂમિમાં મોકલો અને કહો કે એને મારી નાંખી સત્વર મને ખબર આપો.

ઉપર મુજબનો હુકમ થતાંની સાથે બીજા ઘણા માણસો હથિયાર સજી સ્મશાન ભૂમિ તરફ સુદર્શનને મારવા ગયા. અને ત્યાં જમ જેવા હથિયાર પકડી સુદર્શનને મારવા હાથ ઉંચા કરે છે; તેવાજ પેલા **યક્ષના પ્રભાવથી હાથ ઉંચા ને ઉંચા રહી ગયા. ન થાય પાછા નીચા, કે નહિ થાય વધારે ઉંચા.** જેવી ને તેવીજ સ્થિતીમાં આગળના માફક એ લોકો પણ સ્તબ્ધ થઈ ગયા.

આ વાત રાજાએ સાંભળી, એટલે એ તો પેહેલાં કરતાં અત્યંત ક્રોધાયમાન થઈ ગયો અને પોતાનું બધું સૈન્ય તૈયાર કરી પોતે પણ હથિયાર સજી સુદર્શનને મારવા જવા તૈયાર થયો.

રાજા પોતાનું સૈન્ય લઇ સ્મશાનભૂમિ તરફ જાયછે તે પેલા યક્ષે જોયું, એટલે પોતાનું ચતુરંગ સૈન્ય એણે પણ તૈયાર કરી દીધું અને પોતે પણ હથિયાર સજી તૈયાર થઇ ગયો. આ તરફ રાજાના સૈન્યને આવતું જોઈ, યક્ષના માયામય સૈન્યના યોદ્ધાઓ પણ હથિયાર બાંધી તૈયાર થઇ ગયા. આ તરફ એ સૈન્યને જોઈ,

પણ મૂર્ખ રાજા એટલો પણ વિચાર કરતો નથી કે આમ થવાનું શું કારણ છે. આટલું બધું સૈન્ય આટલી વારમાં ક્યાંથી આવ્યું ? આ ચમત્કાર શાથી થાય છે ! ઠીક. પછી બંને બાજુનું સૈન્ય સામાસામું થઈ ગયું, એટલે યુદ્ધ થવું શરૂ થયું, તરવારોવાળા તરવારથી; ભાલાવાળા ભાલાથી; બંદુકવાળા બંદુકથી; ગદાવાળા ગદાથી; આમ સૌ પોતપોતાના સામા હથિયારોવાળા સાથે યુદ્ધ કરવા ઉભા થઇ ગયા અને સામસામી યુદ્ધ કરવા લાગ્યા, બંને બાજુના યોદ્ધાઓ એક એકથી ઓછા પડે એમ નહોતું, જેથી બંને બાજુ માંથી, એક પણ તરફના યોદ્ધાઓ પાછા હઠતા નથી અને મારો મારોના પોકારો ઊઠી રહયા છે. આવી રીતે ઘણા વખત સુધી બંને બાજુ તરફથી સામસામા હથિયારના પ્રહાર ચાલુ રહ્યા અને દઢ યુદ્ધ થવા માંડયું, પણ કોઈ પાછું હઠતું નથી.

આવી રીતે બંન્ને સૈન્યમાં ભારે યુદ્ધ થયું અને બંન્ને સૈન્યના યોદ્ધાઓ થાકમાં આવેલા દેખાવા લાગ્યા, જેથી રાજા તથા યક્ષ બંન્ને સામસામુ યુદ્ધ કરવા ઉઠયા, અને પોતપોતાના હાથી ઉપર ચઢી બંન્ને સન્મુખ યુદ્ધ કરવા તૈયાર થઇ ગયા, એટલે દેવે (યક્ષે) રાજાને કહ્યું, કે હે રાજન્! હવે તું મારી સાથે યુદ્ધ કરી શું જીત મેળવવાનો છે? માટે જા, મોત માંગ નાહિ, હું દેવ છું એટલે તું મારી સાથે યુદ્ધ કરી જીત મેળવશે નહિ. જેથી હજુ પણ હું તને કહું છું કે તું સમજ અને તારે ઘેર જઇ સુખેથી રાજવૈભવ ભોગવ સુદર્શન શેઠ ઉપરનો તારો ક્રોધ સમાવ અને શાન્ત થા તથા સુદર્શનની ચિંતા તજાવ, કેમકે એ ધર્માત્માને દુઃખ દેવાથી તું સુખી થવાનો નથી.

આ સાંભળી, રાજા અત્યંત ક્રોધમાં આવી ગયો, અને કહેવા લાગ્યો કે તું દેવ છે, તો શું થયું ? શું દેવો રાજાના સેવક થઈ રહ્યા નથી ? માટે તારી બધી લવારી જવા દે અને તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી મારી સામાં યુદ્ધ કરવા તૈયાર થઈ ચાલ્યો આવ. પછી હું તને દેખાડું છું કે મારામાં કેટલું પરાક્રમ છે તે તું જો, નહિ તો મારા ચોરને મારા સ્વાધિનમાં સોંપ અને તું તા'રે જ્યાં જવું હોય ત્યાં સુખેથી ચાલ્યો જા, અને જીવતો રહે; શામાટે તારી કીર્તિને ઝાંખી પાડી ખટપટમાં મરવા માટે આવ્યો છે ? અને તમને દેવોને માણસની ખટપટમાં પડવાથી શો લાભ ?

આવી રીતે સામસામા ઘણા વખત સુધી **વચન યુદ્ધ** થયું; પણ બંનેમાંથી એકપણ સમજ્યો નહિ, અને બન્ને **શસ્ત્ર યુદ્ધ** કરવા તૈયાર થયા.

પ્રથમ રાજાએ અત્યંત ક્રોધમાં આવી જઈ બહુજ જોરથી બાણ છોડવાં શરૂ કીધાં, અને બાણનાં જોરથી યક્ષના હાથીને જમીન ઉપર પાડી નાંખ્યો; એટલે યક્ષ તરતજ બીજા હાથી ઉપર ચઢી રાજાની સન્મુખ પાછો યુદ્ધ કરવા આવી ઉભો રહ્યો. અને રાજાનું પરાક્રમ જોઇ ઘણોજ ખુશી થઇ પાછો યુદ્ધ કરવા લાગ્યો. પછી એણે પણ બાણનો પ્રહાર કરવો શરૂ કીધો, અને બાણના મારાથી રાજાના હાથીને જમીન ઉપર પાડી નાંખ્યો, એટલે રાજા પણ તરતજ પોતાના બીજા હાથી ઉપર ચઢી યુદ્ધ કરવા સામો આવ્યો.

યુદ્ધ બહુજ જોરથી થવા માંડ્યું. યક્ષે પોતાના બાણના પ્રહારથી રાજાનાં છત્ર તથા ધ્વજા પાડી નાંખ્યા અને રાજાના હાથીને મારી નાંખી હાથીને પ્રાણ રહિત કરી

નાંખ્યો. પછી રાજા રથ ઉપર સ્વારી કરી તરતજ યુદ્ધ કરવા આવ્યો, યક્ષે રાજાને રથ ઉપર ચઢેલો જોઇ તરતજ પોતાના હાથી ઉપરથી ઉતરી પડી પોતાના રથ ઉપર સ્વારી કરીને યુદ્ધ કરવા આવ્યો.

હવે આવી રીતે બંને રથ ઉપર ચઢી સામસામું વિદ્યામય બાણોથી પ્રચંડ યુદ્ધ કરવા લાગ્યા.

આવી રીતે ઘણાજ વખત સુધી બંને યોદ્ધાઓમાં પ્રચંડ યુદ્ધ થયું. આખરે રાજાએ યક્ષના રથને ભાંગી નાંખી યક્ષને પણ જમીન ઉપર પાડી મારી નાંખ્યો. રાજાએ એને મારી નાંખ્યો, એટલે તરતજ એક યક્ષના બે યક્ષ થઈ લઢવા લાગ્યા. બેને માર્યા, એટલે તરતજ ચાર થઇ લઢવા લાગ્યા. આમ રાજા જેટલાને મારી નાંખે, તેનાથી તરતજ બમણા યક્ષો ઉત્પન્ન થઇ યુદ્ધ કરવા માંડે આમ એટલે સુધી થઇ ગયું કે આખી રણ ભૂમિ યક્ષોથી ભરાઇ ગઈ. આ બધા માયામયી યક્ષને જોઇ રાજા અતિ ભયભીત થઇ નાસવા લાગ્યો. આ જોઇ યક્ષો રાજાને પકડવા તેની પાછળ દોડવા લાગ્યા, અને રાજાને કહ્યું કે હવે તું નાશીને ક્યાં જવાનો છે? જ્યાં જશે ત્યાંથી હમે તને પકડી લાવીશું, માટે જો તારે જીવવું હોય તો સુદર્શન શેઠને શરણે જા. તેજ તને બચાવશે. તોજ તને હમો જીવતા છોડીશું, નહિંતો હમે તને મારી નાંખીશું. આ સાંભળી રાજા અત્યંત વિચારમાં પડયો કે હવે શું કરવું? જો સુદર્શનના શરણમાં નહિ જઇશ, તો આ યક્ષો મને મારી નાંખશે. તેમજ હવે કોઈપણ અન્ય રસ્તો રહેલો નથી, માટે હવે તો મરી જવું એના

કરતા શરણે જવું એ વધારે સારૂં છે. એમ ધારી રાજા યક્ષોને પાછળ આવતા જોઈ એકદમ સુદર્શન શેઠના ચરણમાં જઇ નમી પડયો અને કહેવા લાગ્યો કે હે શેઠજી મારી રક્ષા કરો! રક્ષા કરો! મેં અજ્ઞાન મુર્ખાએ વગર વિચારે આપને દુઃખી કીધા, અને હવે મારા જેવા પામર પ્રાણીને આ યક્ષો મારી નાંખે છે, તો મારી રક્ષા કરી મને આ યક્ષોથી બચાવો અને જીવતદાન આપો.

આ સાંભળતાં વારજ શેઠ પોતાના ધ્યાનમાંથી તરતજ મુક્ત થઇ ગયા અને હાથ ઉંચા કરી યક્ષોને રોકયા અને કહ્યું કે આ શું છે? અને તમે કોણ છો? કે હમારા મહારાજને દુઃખી કરો છો?

આ સાંભળી યક્ષે નમસ્કાર કરી કહ્યું કે, હે શેઠજી, હું દેવનો મોકલેલો યક્ષ છું, અને હું આપનું રક્ષણ કરવા આવ્યો હતો તે કામ મેં પરીપૂર્ણ કીધું છે. એ પછી એણે બનેલી બધી હકીકત અથથી ઇતિ સુધી સુદર્શન શેઠને કહીને વાકેફ કર્યા.

હવે એ યક્ષે રાજાને અભયમતિની નીચ દૃષ્ટીની અને તે સુદર્શન ઉપર મોહ પામી ત્યાં સુધીની બધી હકીક્ત કહી, અને પછી રાજાની જે બધી સેના યુદ્ધમાં મારી નાંખેલી હતી તે પાછી સજી-વન કરી આપી અને પછી **સુદર્શન** શેઠને નમસ્કાર કરી તેમના ઉપર પુષ્પ વૃષ્ટિ કરીને એ યક્ષ સ્વર્ગ લોકમાં ચાલ્યો ગયો.

આ તરફ જ્યારે આ હકિક્તની ખબર **અભયમતિને** પડી કે તરત તે જાણી ગઈ કે હવે મારી બધી કપટ જાળની વાત રાજાજીએ જાણી લીધી છે, માટે હવે તો રાજાજી મને નક્કી મારી નાંખશે, માટે તે કરતાં પ્રથમજ **આપઘાત** કરી મરી જવું એ વધારે સારૂં છે કેમકે આ કાળું મુખ રાજાજીને બતાવી ઠપકાને પાત્ર

થવું પડે નહિ. એમ ધારી અભયમતિ એક ઝાડ સાથે દોરડું બાંધી તરતજ લટકી ગઈ એટલે ગળામાં ફાંસો આવ્યો તેથી મૃત્યુ પામી. આ પ્રમાણે તેણે અહિયાથી મરણ પામી પાટલીપુત્ર (પટનાનગર) શહેરમાં આગલાં કર્મના બળે **વ્યંતરી**નો અવતાર ધારણ કર્યો.

આ વાત જ્યારે એની ધાવે જાણી એટલે તે પણ વિચાર કરવા લાગી કે રાણીની તો પુરતી દુર્દશા થઈ છે, હવે મારો વારો આવ્યો છે. રાજાજી મને પણ જાનથી મારી નાંખશે, એમ ધારી એતો તરતજ ત્યાંથી નાશી જઇ જે પાટલીપુત્ર નગરમાં રાણીએ વ્યંતરીનો જન્મ લીધો હતો તેજ નગરમાં દેવદત્તા નામની વેસ્યા રહેતી હતી તેને ત્યાં ગઈ અને ત્યાં દાસી તરીકે નોકરી કરવા માંડી, અને તેનાજ વેશમાં રહી. એટલે દેવદત્તાએ એને પુછ્યું કે તું કયાં રહે છે અને તને અહિંયા આવવાની જરૂર શામાટે પડી? ત્યારે એણે (પંડીતાએ) કપીલા તથા અભયમતિની સુદર્શન પ્રત્યે બનેલી બધી હકિકત કહી સંભળાવી અને કહ્યું કે આવી રીતે બન્યું, જેથી રાજાની બીકથી હું અત્રે નાશી આવી છું.

પ્યારા વાચકવૃંદો, જુઓ કે એક પરપુરૂષની સેવાની ઇચ્છા કરી, જેથી રાણી અભયમતિને ફાંસો ખાઇ આપઘાત કરી મરી જવાની જરૂર પડી, તેમજ નઠારી ચાલની રાણીથી રાજાને પણ નમવું પડયું. વળી તેમાં મદદ કરનાર ધાવ (દાસી) ને પોતાની જન્મભૂમિની નગરી છોડી પોતાના ઘરબાર મૂકી નીચમાં નીચ વેસ્યાને ત્યાં નોકરી કરવાની જરૂર પડી, પણ હજુ આટલાથીજ એ પાપી માણસોનું મન સ્થીર થયું નથી, પણ હજુ હવે પછી એ બંન્ને પાપિણીઓ સુદર્શન શેઠને કેવી રીતે

અને કેટલું કેટલું દુઃખ પમાડે છે તે જેમ આપણે આગળ વાંચતા જાણશું તેમ માલમ પડશે. પંડીતાએ વેશ્યાને વાત કરી તે સાંભળી વેશ્યા અભયમતિ તથા કપીલાંને ધીક્કારવા લાગી અને તિરસ્કાર કરી કહેવા લાગી કે એ બંન્ને સ્ત્રીઓ નહોતી, પણ કોઈ ખરેખર મુર્ખ ગધેડીઓજ હતી ! કેમકે જો ખરી સ્ત્રી હોય અને સ્ત્રીચરિત્ર જાણતી હોય તો એક પુરૂષને વશ કરવો એમાં શું મોટી વાત છે ? મોટા મોટા મુનિ તપસ્વીઓને સ્ત્રીઓએ ફસાવી નાંખી તપથી ચલિત કરી નાંખ્યાં છે, તો આ તે શું મોટી વાત છે ? માટે આજથી હું પ્રતિજ્ઞા કરી કહું છું કે જે વખતે સુદર્શન શેઠને જોઉં તેજ વખતે તેનું તપ મારે નષ્ટ કરી નાંખવું, તોજ મારૂં નામ **દેવદત્તા** ખરૂં. હવે આ તરફ **રાજા** સુદર્શન શેઠને નમસ્કાર કરી કહેવા લાગ્યો કે મેં અજ્ઞાનતાથી આપને દુઃખી કરી આપનો અપરાધ કીધો છે તે **ક્ષમા** કરો અને હું મારા રાજ્યમાંથી અર્ધું રાજપાટ આપ ને આપું છું તે લઈ મને આભારી કરી આપ સુખ ચેનમાં આપના દિવસો નિર્ગમન કરો. આ સાંભળી સુદર્શન શેઠ કહેવા લાગ્યા કે રાજાજી, તમે મને નમવા લાયક નથી, પણ હું તમને નમવા લાયક છું. આ પ્રમાણે કોમળ વચનો કહેવા લાગ્યા કે એમાં આ પનો કંઈ અપરાધ નથી, પણ મારા પૂર્વનાં કરેલાં કર્મનું ફળ મને મળ્યું છે, માટે તમે બિલકુલ શોકાતુર થાવો નહિ, અને આપ જે અર્ધું રાજપાટ આપો છે, તે પણ હું લઈ શકતો નથી. કારણકે એ બધું મારે નકામું છે; કેમકે જે વખતે આપની મહારાણીજીએ મને સ્મશાનભુમિમાંથી એની પંડિતા (ધાવ) ની મારફતે મને ઉંચ કી મંગાવ્યો અને જે વખતે મને ધાવે ઊંચકવા માંડયો તેજ વ ખતે મેં **પ્રતિજ્ઞા** કરી છે કે **જો આ ઉપસર્ગમાંથી મારો બ**

ચાવ થશે અને હું જીવતો રહીશ, તો હું તરતજ દિગં બરી જૈન દિક્ષા લઇ મુનિ થઇ જઇશ, માટે મારે તો બધું નકામું છે, માટે આપજ સુખેથી ઉપભોગ કરો. આ સાંભળી રાજાએ ઘણા ઘણા કાલાવાલા કરી સમજાવવા માંડયા, પણ આપણી વાર્તાના નાયક દઢવૃત્તી સુદર્શન શેઠે રાજપાટ લઇને આ અસાર સંસારમાં રહેવા ચોખ્ખી ના પાડી. એટલે રાજાએ નિરાશ થઇ એ વાતને પડતી મુકી. હવે રાજા સાથેથી છુટા થઇને તરતજ સુદર્શન શેઠ જીન મંદિરમાં ગયા અને નમસ્કાર કરી ભગવાનની અષ્ટ દ્રવ્યથી પૂજા કરી; અને એજ મંદિરમાં **વિમળવાહન** નામના **યતિ** આવેલા હતા, તેમને જઇને ભક્તિ ભાવથી નમસ્કાર કર્યા પછી કહેવા લાગ્યા કે હે મહારાજ, મનોરમા ઉપર મને અત્યંત મોહ ઉત્પન્ન થાય છે તેનું કારણ શું છે તે કૃપા કરીને મને કહો.

આ પ્રશ્ન સાંભળી **મુનિરાજ** કહેવા લાગ્યા કે **વિંધ્યદેશ**ના **કાશી કૌશલપુરી**માં **ભુપાળ** નામનો **રાજા** રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ **વસુંધરા** હતું. એ બંનેમાં એકમેકને પ્રીતિ ઘણીજ હતી. એમને એક કુંવર થયો હતો તેનું નામ **લોકપાળ** પાડવામાં આવ્યું હતું. એક દિવસ રાજા પોતાના પ્રધાન સાથે નગર ચર્ચા જોવા નીકળ્યા હતા, તેણે પોતાની પ્રજાને અતિ દુઃખમય રડતી કકળતી જોઇ અત્યંત ચીંતામાં પડી જઇ પોતાના પ્રધાન **અનંતબુદ્ધિ**ને પુછયું કે મારી પ્રજાને એવું શું મોટું દુઃખ પડે છે કે આમ રડે છે? અનંતબુદ્ધિ પ્રધાને કહ્યું કે હે મહારાજ! અહિંયાથી દક્ષિણ દિશામાં એક વિંધ્યગીરી નામનો પર્વત છે, તેમાં એક વ્યાઘ્ર નામનો **ભીલ** રહે છે, તે દરરોજ

આવી પ્રજાના ધનમાલ લુંટી જાય છે અને પ્રજાને ત્રાસદાયક એવાં કાર્યો કરે છે કે આપની પ્રજા કલ્પાંત કરે છે.

આ સાંભળી રાજાએ તરતજ પોતાના અનંત નામના સૈન્યાધિપતિને મોટું સૈન્ય લઇ ભીલ સાથે યુદ્ધ કરી તેને પકડી લાવવાનો હુકમ કર્યો.

આ હુકમ થતાંજ અનંત સૈન્યાધિપતિ તરતજ સૈન્ય લઇ ભીલ ઉપર ચઢાઇ કરવા ગયો, અને ચઢાઈ કરી, પણ એ બળવાન ભીલે પોતાના બળથી રાજાના સૈન્યને મારી હઠાવી કહાડયું અને તેને હરાવી નાંખ્યો, જેથી સૈન્યાધિપતિએ પાછા આવી તરતજ રાજાને ખબર આપી.

આ સાંભળી રાજા અત્યંત ક્રોધાયમાન થઈ બધી સેના તૈયાર કરી જાતેજ યુદ્ધ કરવા જવાને તૈયાર થયો. આ જોઈ એમનાં પુત્રે **લોકપાળે** રાજાને રોકયા અને કહ્યું કે હે પિતાજી, તમારા સમક્ષ હું જીવતો બેઠેલો છું, છતાં આપને યુદ્ધ કરવા જવું ઉચિત નથી, માટે હું જાઉં છું અને આપ ઘેર જાઓ. આપના પ્રતાપે હું એ ભીલને જીતીને આવીશ.

આ સાંભળી રાજાએ ખુશ થઈ કહ્યું કે તારે જવું હોય તો ભલે જા. પણ મારા નામને લજાવીશ નહિ. જીત મેળવી વેળાસર ઘેર આવજે.

આ સાંભળી સૈન્ય લઇ લોકપાળ કુંવરે વ્યાઘ્ર ભીલ ઉપર ચઢાઈ કરી. ભીલ સાથે મોટું યુદ્ધ થયું, પોતાના કર્મબળે તે ભીલને યુદ્ધમાં મારી નાંખી પોતે જીત મેળવી ઘેર આવ્યો અને આ ખુશ ખબર રાજાને આપી.

એ **ભીલ** અહિંયાથી મરી **વત્સ દેશના** કોઇ ગામમાં **કુતરો** થયો અને એની સ્ત્રી જે **કુરંગા** નામની હતી તે પણ મરી જઈ એજ ગામમાં **કુતરી** થઈ. ત્યાંથી એ બંને જણા **કોસમ્બાનગરી**-માં જઇ એક જીન મંદિરનો આશ્રય લઈ રહેવા લાગ્યા, ત્યાંથી કુતરો પુન્ય ઉપાર્જન કરી સિંહણને પેટે જન્મ્યો. ત્યાં બાલ્યા-વસ્થામાંજ એનાં માતા પિતા મરી ગયાં અને એ પણ થોડા દિવસમાં ત્યાંથી મરી **ચંપાપૂરી**માં **વૃષભદાસ** શેઠનો **શુભગ** નામનો **ગોવાળીઓ** થયો, અને ત્યાં **ચારણ-મુનિ**પાસેથી ભક્તિભાવ કરી **નમોકાર** મંત્ર મેળવ્યો, અને તેનો વખતો વખત જાપ કરવા લાગ્યો. છેવટે મરતી વખતે એજ **શેઠને** ત્યાં જન્મ લેવાનો નિશ્ચય કરી એ મંત્રને જપ્યો, અને તેજ **મંત્રના પ્રભાવે સુદર્શન** થયો. **એ** રીતે આ ભવની પૂર્વે તું સુભગ નામે ગોવાળીયાનો જીવ હતો.

હવે ભીલની સ્ત્રી કુરંગી કુતરીનું શરીર છોડી **વણારસી નગરીમાં** ભેંસ થઇ, અને ત્યાંથી મરીને ચંપાપૂરીમાં સામળ નામના ધોબીની સ્ત્રી **યશોમતિને** પેટે **વત્સિની** નામની કન્યા ઉત્પન્ન થઇ અને ત્યાં એક આર્જીકાની સારી સંગતથી પુન્ય ભંડાર મેળવી આખરે મરણ પામી; તેજ **મનોરમા** નામની સ્ત્રી **થઇ.** આ તમારા બંનેના પુર્વભવનો વૃતાંત છે, માટે તારી પ્રીતી એના ઉપર વધારે છે.

મુનિરાજને મોંઢેથી પોતાના ભવાંતરોની વાત સાંભળી તથા મનોરમા ઉપર વધારે પ્રીતી ઉત્પન્ન થવાનું કારણ જાણી **સુદર્શન શેઠ** સંતોષવાન થયા અને પછી તરતજ મનોરમા તથા પોતાના

સર્વ કુટુંબને છોડી દઈ રાજા પાસે ક્ષમા માગી, તરતજ **દિગંબરી દિક્ષા** લઈ લીધી.

આ જોઇ **રાજાને** પણ **વૈરાગ્ય** ઉપન્ન થયો, એટલે એણે પણ પોતાના પુત્રને રાજ કારભાર અને સુદર્શન શેઠના છોકરા **સુકાંતને નગરશેઠની** પદવી આપી સુદર્શન શેઠની સાથેજ દિક્ષા લઇ લીધી. **તેથી** એની કેટલીક રાણીઓએ વિચાર કર્યો કે પતિની ગેર હાજરીમાં આપણે સંસારમાં કેવી રીતે રહેવું, તેથી તેમણે પણ **આર્યિકા વ્રત** ધારણ કરી લીધું.

એ પછી બધા મુનિઓએ એજ નગરમાં પારણું કર્યું. અને પોતાના ગુરૂની સાથે નાનાં મોટાં શહેરો તથા તીર્થોમાં વિહાર કરવા માંડયો.

એમાંથી સુદર્શન મુનિએ સર્વે આગમોનું જ્ઞાન ધારણ કરી લીધું, પછી ગુરૂની આજ્ઞા લઇ પોતે એકલાજ વિહાર કરવા માંડયો અને નાનાં મોટાં તીર્થોની વંદના કરતાં કરતાં આહારને માટે **પાટલી પુત્ર** ( પટના ) નગરમાં ગયા. ત્યાં જેવા જાય છે. તેવા ગામમાં પેસતાંજ અચાનક પેલી **દુષ્ટ પાપીણી પંડીતાએ** એમને (સુદર્શન મુનિને) જોયા, એટલે તરત ઓળખી કહાડયા. અને પોતાની શેઠાણી જે **દેવદત્તા** વેશ્યાની પાશે દોડતી જઇને કહેવા લાગી કે મેં તમને જે સુદર્શન શેઠની વાત કરી હતી તે સુદર્શન મુનિ વેષે આ જાય છે. આ સાંભળી દેવદત્તા વેશ્યાને પોતે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી, તેથી તરતજ નીચે ઉતરી પડી, અને મુનિરાજ પાસેથી પીંછી કમંડળ લઈ લીધાં અને મુનિ મહારાજને આહાર પાણી માટે પોતાને ઘેર તેડી લાવી. બિચારા સુદર્શન મુનિ એની

કપટ જાળમાં સમજ્યા નહિ કે આ કોણ છે! જેથી એતો બિચારા એની સાથે એને ત્યાં અહાર પાણી લેવા ગયા. થોડી વાર પછી દેવદત્તા વેશ્યાએ બળાત્કારે એમના હાથ પકડી સેજ (સુવાના બીછાના) ઉપર બેસાડયા અને વેશ્યા પ્રેમભર્યાં વચનોથી કહેવા લાગી કે હે પ્યારા, તમે હજુ સુધી યૌવનાવસ્થાનોમાં દેખાઓછો તેથી તમારે આ આકરી તપશ્ચર્યા ધારણ કરવી યોગ્ય નથી; તેમજ તમે બહુ કોમળ દેખાઓછો તો આવાં કઠણ વ્રત કરી કાયાને દુઃખી કરવી એ પણ વ્યાજબી નથી; તો મારી પાસે અખુટ ધન છે; તે હું તમનેજ સોપુછું, માટે મારે ત્યાંજ તમે રહો અને મારી સાથે ભોગ વિલાસમાં દિવસ નિર્ગમન કરી, મારી મનોકામના પુર્ણ કરો.

વેશ્યાનાં આવાં વજ્ર જેવાં વચનો સાંભળી સુદર્શનમુનિ અત્યંત વિચારમાં પડી ગયા, અને વિચારવા લાગ્યા કે અરે આ શું ? એમ ધારી તે પરમનિશ્ચલ ધીરવીર અને દૃઢ નિયમધારી સુદર્શનમુનિ બોલ્યા કે હે મુર્ખણી! આ અપવિત્ર શરીર દુઃખનું ઘર, અને વાત, પીત ને કફ એ ત્રણે દોષોથી ભરેલું તેમજ વિનશ્વર છે તેથી આ અસાર સંસાર ભોગોપભોગનો અનુભવ કરવાને માટે નથી, પણ પરલોકમાં જવાને આત્માને અનંત શક્તિ મેળવવાને માટેજ આ શરીર બનાવવામાં આવ્યું છે, તેથી આ મનુષ્ય દેહ ધારણ કરી તપ તથા બીજા એવાંજ ધર્મનાં ઉત્તમ કાર્યો અવશ્ય કરવા જોઇએ. વળી ભોગોપભોગમાં ખુશી રહેવું, એ તદન મુર્ખ અને અવિચારી માણસનું કામ છે એનાથી કોઇને પણ સંતોષની પ્રાપ્તિ થઈ નથી, વળી મોક્ષ સમાન બીજું કોઇ પણ મોટું સુખ નથી; અને એ મોક્ષ પદનું સુખ તપ સિવાય બીજા કશાથી મળી શકતું નથી, માટે હે

મુર્ખણી ! એ દુષ્ટકામની ઇચ્છા નહિ કર, અને એનાથી તારો બચાવ કરી કંઇક ઉત્તમ ધર્મનાં કાર્ય કર કે તારી જીંદગીનું સાર્થક થઇ આખરે તારૂં કલ્યાણ થાય.

આ સાંભળી દેવદત્તાએ કહ્યું કે એ તમારી બધી ચાલાકી જવા દો. અને મને તમે જે ઉપદેશ આપો છો તે પણ જવા દો, કારણકે તમારા ઉપદેશનાં વાકયોને હું ખરેખરાં દુઃખનાંજ વાકયો સમજું છું, માટે તમારી નકામી માથાફોડ રહેવા દો, કેમકે હાલ એ કુથલી કરવાનો વખત નથી, અને મને તે જરા પણ ગમતી નથી માટે મારી માગેલી માંગણી તમે કબુલ રાખી મારી મનો કામના પૂર્ણ કરી મારા દીલમાં બળતી અગ્નિ શાંત કરો.

આવી રીતે અનેક રીતે દેવદત્તા સુદર્શન મુનિને સમજાવવા લાગી પણ જ્યારે એતો કોઈ પણ રીતે સમજ્યાજ નહિ ત્યારે દેવ દત્તા એકદમ કામના વેગમાં આવી જઇ, સુદર્શન મુનિ ઉપર બળા ત્કાર કરવા લાગી અને બળાત્કારે સુવાના બીછાના ઉપર સુદર્શન મુનિને પાડી નાંખ્યા, તથા કામ ચેષ્ટા કરવા લાગી.

જે વખતે સુદર્શન મુનિ ઉપર એણે બળાત્કાર કરવા માટે તૈયારી કરવા માંડી તેજ વખતે સુદર્શન મુનિએ પ્રતિજ્ઞા લીધી કે જો આ ઉપસર્ગમાંથી હું બચીશ અને મારૂં શીલવ્રત ખંડીત નહિ થશે તોજ હું આહાર પાણી લઇશ, નહિ તો મારે અત્યારથી મારી જીંદગી પર્યંત સર્વ વસ્તુનો ત્યાગ છે અને નગરમાં પણ પ્રવેશ કરીશ નહિ.

આટલું થતાં પણ વેસ્યાએ એમને છોડયા નહિ અને ત્રણ દિવસ સુધી એને કાંઇ પણ રીતે કામ ઉત્પન્ન થાય એવી તજવીજ કરવામાં બાકી રાખી નહિ અને બધી રીતે સુદર્શન મુનિને દુઃખી કરવામાં કસર રાખી નહિ, પણ કામને જીતવાવાળા એવા સુદર્શન મુનિ મેરૂ સમાન જડ રૂપે નિશ્ચલ રહયા. આખરે એ વેસ્યા થાકી ત્યારે વિચારયું કે ત્રણ ત્રણ દિવસ થયાં એની પાછળી અત્યંત મહેનત લેવા છતાં એને કાઇ પણ રીતે કામ ઉત્પન્ન થતો નથી, તેમજ મારે હવે કાંઈ પણ રીતનો ઉપાય કરવો બાકી રહયો નથી માટે હવે એને ગમે ત્યાં મુકી આવવો એજ વધારે સારૂં છે. એમ ધારી રાતની વખતે સુદર્શન મુનિને ઉંચકી લઈ જઇ સ્મશાન ભૂમિમાં કાયોત્સર્ગ પૂર્વક બેસાડી આવી અને પાછી એ દુષ્ટણી નિરાશ થઇ પોતાને ઘેર ચાલી આવી.

હવે રાજાની રાણી જે અભયમતિ તેનો વ્યંતરીનો અવતાર થયો હતો તે પણ આજ નગરમાં આજ સ્મશાનભૂમિમાં રહેતી હતી તે રાતની વખતે પોતાના વિમાનમાં બેસી ફરવા જતી હતી, તેટલામાં તેનું વૈમાન સુદર્શન મુનિની ઉપર આવી અટકી ગયું; જેથી એ વિચારમાં પડી કે મારૂં વૈમાન અટકી જવાનું કારણ શું છે એમ ધારી એતો તરતજ નીચે ઉતરી પડી અને જોવા લાગી એટલે ત્યાં સુદર્શન મુનિને બેઠેલા જોયા; અને તરતજ ઓળખી કહાડયા, અને તેને કહેવા લાગી કે અરે સુદર્શન, હું તારા પ્રેમમાં ફસી, જેથી મારે ફાંસી ખાઇ મરવું પડયું અને તેનેજ લીધે મારે આ વ્યંતરીનો અવતાર ભોગવવો પડે છે, તો તે વખતે તો તારી કોઇ દેવે યક્ષ મોકલી રક્ષા કરાવી, જેથી તું દેવની સહાય

તાથી બચી ગયો. પણ હવે બતાવ કે આ સ્મશાનભૂમિમાં તારો કોણ બેલી છે ? એમ કહી એ તો સુદર્શન મુનિને ઘણા ઘણા **ઉપસર્ગો** કરવા લાગી; પણ મુનિરાજના પુન્ય પ્રભાવથી જે યક્ષે આવી રાજા સાથે યુદ્ધ કરી સુદર્શનનું રક્ષણ કીધું હતું તેજ યક્ષ આવી આ વખતે પણ એમનું રક્ષણ કરવા લાગ્યો તે જોઇ એ વ્યંતરીએ એ યક્ષ સાથે સાત દિવસ સુધી મોટું યુદ્ધ કર્યુ પણ તેમાં આખરે વ્યંતરી હાર પામીને નાશી ગઇ.

હવે સુદર્શન મુનિએ પોતાની કઠણ અને દઢ તપશ્ચર્યાને પ્રભાવે કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી ગંધકુટી રૂપ સમોસરણાદીકની વિભૂતિ મેળવી એનું કેવળ જ્ઞાન જોઇ વ્યંતરી તરતજ સમ્યગ્ દૃષ્ટિ થઈ ગઇ, તે વાત દેવદત્તા વેશ્યા તથા એની દાસી પંડીતાએ સાંભળી એટલે તે બંનેએ પણ પોતાનાં પાપોનો પસ્તાવો થવાથી તરત દિક્ષા લઈ લીધી. સુદર્શન મુનિની સ્ત્રી મનોરમાએ સુદર્શન મુનિને કેવળ જ્ઞાન ઉત્પંન થયું એમ સાંભળ્યું એટલે તરત એ દર્શન કરવા આવી અને દર્શન કરતાંજ એ પણ પોતાના પુત્ર તથા કુટુંબ ઉપરથી મોહ છોડી તરતજ આર્યિકા થઇ ગઇ. વળી એની સાથે બીજા પણ ઘણાં સ્ત્રી પુરૂષોએ દિક્ષા લીધી ત્યાર પછી કેટલેક સમયે આ શુદર્શન મુનિ ભવ્ય જનોના નગરમાં વિહાર કરી ઘણાઓને ધર્મ બોધ કરી પોસ સુદ ૫ ને દિવશે મોક્ષે ગયા.

ધાત્રીવાહન રાજા વગેરે જે મુનિ થઇ ગયા હતા, તેમાંથી કોઇક સ્વર્ગમાં ગયા અને દેવ ગતિને પ્રાપ્ત થયા. એ પ્રકારે સર્વાર્થ સિદ્ધી સુધી ગયા તથા જે આર્જિકાઓ થઇ ગઇ હતી તે સૌધર્મ

અચ્યુતાદિકલ્પ સ્વર્ગમાં કોઇ દેવ અગર કોઇ દેવી એ પ્રમાણે યોગ્ય ગતિને પામી, પોત પોતાની તપશ્ચર્યા અને કર્મ પ્રમાણે પોતાની જીંદગીનું સાર્થક કર્યું.

પ્રિય ધર્મ બંધુઓ, ગોવાળીઆનું કામ એક ક્ષુદ્ર જાતિ સિવાય બીજી કોઇ પણ જાતિ કરતી હોય એવું મારા જાણવામાં નથી અને તે પણ નીચમાં નીચ ભીલ તથા દુબળા વર્ગનીજ જાતી એ કામ કરે છે. તો એથી હલકી કોમનો માણસ આપણી વાર્તાનો નાયક સુદર્શન પૂર્વ ભવમાં હતો તે એ **નમોકાર મંત્રના પ્રભાવે શુદર્શન શેઠનો** અવતાર પામ્યો અને ત્યાંથી પોતે સંસાર જંજાળવાળો જોઇ મુનિ દિક્ષા લઇ આખરે મોક્ષ ગતિનો ધારક થયો, તો એ નમોકાર મંત્ર ઉપર દ્દઢ અને શુદર્શનની માફક આધાર રાખી બેસનાર માણસ શું સુખી થઇ દુઃખનો નાશ નહિ કરી શકે ? અવસ્ય કરી શકેજ, એ માટે દરેક માણસે એ અમુલ્ય રત્ન ચિંતામણી મંત્ર ઉપર દ્દઢ વિશ્વાસ રાખી એનો પાઠ કરવો અને નિત્યનો નિયમ રાખવો, તોજ આ જીંદગીનું સાર્થક કરી શીવ સુખ પામવાને શક્તિમાન થશો.

## નમોકાર વિનતી.

સરસ્વતિ માતને નિત્ય નમું સાર, શ્રી ગુરૂ ચરણ કમળ અનુહાર;<br>
નમોકાર તણો વિસ્તારેજ કહું, સુણજો ભવિજન હૃદયે સહુ. ૧<br>
શુદ્ધ શરીર વસ્ત્ર શુદ્ધ કરી, શુદ્ધ જગા એકાંતે ધરી;<br>
પદ્માસન કાઉસગ્ગે ધરો, પૂર્વ ઉત્તર મુખ આદરો; ૨<br>
મન વચ કાયા સ્થિરતા કરી, પંચ પદનો સમરણ કરી;

નોકાર વાળીનો મણકો એક, તે મુકો નિશ્ચય વિવેક. ૩
એ પંચ પદ કહ્યાં પ્રમાણ, નમોકાર મંત્ર પૂર જાણ;
પાંત્રીસ અક્ષર સબ પાપજ હરે, સોળ અક્ષર સબ ભય નિસ્તરે. ૪
અટ અક્ષર દુનિ પંચ જે જપે, ચઉ અક્ષર સબ પાપજ ખપે;
બે સિદ્ધના વળી એક ઓંકાર, સમરતા સુખ લહે અપાર. ૫
અપરાજીત એ મંત્રજ જાણ, એના ગુણના કોણ કરે વખાણ;
સમરો શ્રાવક વન વચ કાય, તે ઘેર નિશ્ચય નવનિધિ થાય. ૬
એક વાર નમોકારજ જપે, પાપ સાત સાગરનાં ખપે;
જે જેને ફ્ળ્યું તે સાર, તે કહેતાં નવ લાભે પાર. ૭
શેઠ શુદર્શન પ્રતક્ષ જાણ, શુળી સિંહાસન તતક્ષ માન;
સીતા સતી અગ્નિ જળ હોય, શ્રીપાળજી દરીએ તરી સોય. ૮
સુભદ્રાને શીર કલંક અપાર, જળ કાઢી છાંટયા પુર દાર;
કાચે સુતર ચાલણી કરી, નમોકાર શીલ મહિમા ધરી. ૯
પાર્શ્વનાથ મંત્ર આપ્યો નાગ. થયા ધરણેંદ્ર પદમાવતી ભાગ;
અંજન ચોર પાપી અતિ ઘોર, તતક્ષણ મુકિત વર્યો તે ચોર. ૧૦
જીવક શેઠને વચને સાર, કુતરો મરી થયો દેવ કુમાર;
ઋષભ સાંભળીને નમોકાર, સુગ્રીવ હોઈ ગયો મુક્તિ દુવાર. ૧૧
બંદરને નમોકારજ સુણ્યો, સુપ્રતિષ્ઠ કેવળી હોય ગયો;
ચારૂદત્ત નમોકારજ દિયો, બકરો મરી સ્વર્ગે દેવ હુઓ. ૧૨
હાથણી જીવ તણો તે સાર, સીતા સતી હોઇ નિરધાર;
ગોવાળ જીવ નમોકાર લીઓ, શેઠ શુદર્શન આપે ભયો. ૧૩
એનો મહીમા જગમેં અપાર, પશુ સરખા તરી ગયા સંસાર;
ભૂત પ્રેત રાક્ષસ હુકાર ડાકીણી શાકીની હોય વીકરાળ. ૧૪
સમરંતા સુખ લહે અપાર, મન દ્દઢ કરી જપતા નમોકાર;
દિગંબર ગચ્છમેં શ્રૃંગાર, બ્રહ્મ ચંદ્ર સાગર કહે સાર.

# "દિગંબર જૈન"

દરેક "જૈને" પોતાની કોમના હિત ખાતર, ધર્મ ગૌરવ અને પોતાના ભલાં ખાતર અવશ્ય ખરીદવા યોગ્ય, દિગંબર જૈનોમાં ચાર વર્ષ થયાં દર વર્ષે અનેક ફોટાઓ, પંચાંગ અનેક પુસ્તકો ભેટ આપતું ગુજરાતી ભાષાનું એકજ માસિક વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૧-૬-૦ ભેટના પોસ્ટેજ સાથે : થીજ ગ્રાહક થવું હોય તો હમણાંજ લખોઃ—

મેનેજર 'દિગંબર જૈન' ચંદાવાડી-સુરત.

---

# દિગંબર જૈન પુસ્તકાલય

આ પુસ્તકાલયમાંથી હરેક પ્રકારના હીંદી અને ગુજરાતી ભાષાના પુસ્તકો મળી શકે છે, જેનું મોટું સુચી પત્ર મફત મોકલવામાં આવે છે.

મેનેજર દિગંબર જૈન પુસ્તકાલય—સુરત.

  